# મ્હારી વીતક વાર્તા.

અથવા

## એક સહૃદય વિધવાની આત્મકથા.





મુનિ શ્રી [illegible]

ॐ

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા—મણકો ૧૧ મો

# મ્હારી વીતક વાર્તા

અથવા

# એક સહૃદય વિધવાની આત્મકથા.



લેખક

સ્વ. સ્થા. જૈન પૂજ્ય મહારાજ શ્રી લાધાજી સ્વામીના શિષ્ય

મુનિ શ્રી છોટાલાલજી.

પ્રસિદ્ધ કર્તા

ગોંડળવાળા કોઠારી વનમાળીદાસ કરશનજીનાં

વિધવા પત્ની બાઇ શ્રી રંભાબાઇ

હાલ નિવાસ ભાવનગર.

પ્રત ૪૦૦. વીર સં. ૨૪૪૬. વિક્રમ સં. ૧૯૭૬. ઈસાવી સન ૧૯૨૦.

અમદાવાદમાં જમાલપુર રોડ ઉપર આવેલા ધી "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

મૂલ્ય રૂ. ૦-૫-૦ [ વી. પી. પોસ્ટેજ અલગ. ]

# પ્રસ્તાવના.

જગતમાં–જગતના વ્યવહારમાં કાર્ય–કારણની સંકળના કોઈ એવી અજબ રીતે ગોઠવાએલી છે કે તે સંકળનાના નિયમ વિરૂદ્ધ કોઇથી થઇ શકાયજ નહિ. કારણવડેજ કાર્યની ઉત્પત્તિ છે અને ઘણી વખતે એમ પણ બને છે કે જે એક વખતે કારણ હોય તે અન્ય પ્રસંગે કાર્ય બને છે અને જે એક વખતે કાર્ય હોય છે તે અન્ય પ્રસંગે કારણ બને છે. આવી રીતે અનંત કાળથી અબાધિત નિયમ ચાલ્યાજ કરે છે. એજ નિયમને વશ થઇ પ્રસ્તુત પુસ્તકની ઉત્પત્તિ થઇ છે. આ પુસ્તકની ઉત્પત્તિનાં મુખ્યતાએ ત્રણ કારણો છે.

સંવત ૧૯૭૧ ની સાલમાં હું વઢવાણ કેમ્પમાં ચાતુર્માસ રહેલો હતો. તે ચોમાસામાં અનેક વખતે મ્હારા લેખો અને વ્યાખ્યાનો વાંચ્યા અને શ્રવણ કર્યા પછી મ્હને એક બે સજ્જનો તરફથી વારંવાર ભલામણ થઇ કે "ત્હમે એક વિધવાની કફોડી સ્થિતિ સંબંધી અને તેને સુખી થવાના માર્ગના સૂચનરૂપ કાંઇક લખો તો ઠીક, કારણકે અત્યારે વિધવાની સ્થિતિ એટલી બધી ત્રાસદાયક અને દયાજનક છે કે તેનું વર્ણન શબ્દની બ્હાર છે. દુઃખી વિધવાના હૃદયની વ્યથા કોણ સમજી શકે તેમ છે? એ સ્થિતિનું કાંઇક જનસમાજને ભાન થાય તેવું કાંઇક લખાય તો ઠીક." તેમનું કથન સ્વીકારીને મેં કહ્યું કે 'હું બનતા પ્રયત્ને એ સંબંધમાં કાંઇક લખીશ.' એ વાતને ત્રણ વર્ષ વિતી ગયાં. ૧૯૭૫ની સાલના મહા મહીનામાં હું કાઠિયાવાડમાં જુનાગઢ તરફ હતો તે વખતે એક ન્હાના ગામમાં રાત્રિએ કથાવાર્તા કરી હું સુતો હતો, તેટલામાં લગભગ એક વાગ્યાના સમયે મ્હને સ્વપ્ન આવ્યું

અને તેમાં વિધવાની દુઃખદ સ્થિતિનું કાંઇક દૃશ્ય જોયું અને તેથી હું એ રાત્રિએ ખુબ રડ્યો. સ્વપ્ન પુરૂં થતાં ફરી નિદ્રા નજ આવી. સવારમાં પુસ્તક લખવાની શરૂઆત કરી. એટલે પ્રથમ કારણ પૂર્વોક્ત સૂચના, બીજું કારણ સ્વપ્નની પ્રેરણા, અને ત્રીજું કારણ એ મળ્યું કે એ સ્વપ્ન પછીના લગભગ આઠેક દિવસ પછી કંઠાળ પ્રદેશમાં એક ગામની વિધવાએ પોતાની દુઃખદ જીવનકથા મ્હને કહી અને તે એવા આર્દ્ર ભાવથી કહી કે તે શ્રવણ કરતાં ૫–૭ વખત મારી આંખોમાં આંસુ આવી ગયાં. તે કથા કહ્યા પછી તેણે ભલામણ કરી કે "આપને યોગ્ય લાગે તો મ્હારી જીવનકથામાં ઘટતો ફેરફાર કરી પ્રસિદ્ધ કરો તો કોઇક સહૃદયીઓનાં હૃદય પીગળે અને મ્હારા જેવી વિધવાને સહાયભૂત થાય." આ કથનથી મ્હને વધારે અસર થઇ અને પુસ્તક લખવું શરૂ કર્યું. આ પ્રમાણે ત્રણ કારણોથી આ પુસ્તકની ઉત્પત્તિ થઇ છે. થોડુંએક લખાયા પછી બીજાં પુસ્તકો સંબંધી અને વિહાર તેમજ બીજી કેટલીએક અનિવાર્ય પ્રવૃત્તિને લેઇને વળી આ પુસ્તક નિદ્રાધીન થયું અને ગઈ સાલ વૈશાખ મહીનામાં વિહાર સમયે હું ભાવનગર ગએલો તે વખતે પુસ્તક પ્રસિદ્ધ કર્તા શ્રીમતી રંભાબાઇએ મ્હારા લખેલા કોઇ પુસ્તકને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા જણાવી, અને સાથે એ પણ જણાવ્યું કે "જો કાંઇક સ્ત્રી ઉપયોગી પુસ્તક હોય તો વધારે ઠીક." આ ભલામણ અને આગ્રહને લેઇને ગયા ચોમાસામાં પુસ્તક પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો અને બીજાં બે ત્રણ પુસ્તકો જરૂરી લખવાનાં હતાં તે એકદમ પુરાં કરી આ પુસ્તક એક અઠવાડીયામાં પૂરૂં કર્યું છે.

વર્તમાન સમયે બન્ને પક્ષ પ્રબળ છે. વિધવાલગ્નના હિમાયતી અને વિધવાલગ્નની વિરૂદ્ધમાં. જેમ બન્ને પક્ષને પોતાનો મત

બરો કરવાને દલીલો મજબુત હોય છે તેમ તેમાં—બન્ને બાજુમાં મ્હને એક મોટી ખામી જણાય છે, અને તે ખામી એ છે કે—વિધવાલગ્નના કેટલાક હિમાયતીઓ વિધવાને કલંકિત કરીને પછી તેને સહાય કરવા પ્રયત્ન કરે છે. એટલે કે "વિધવા સ્ત્રીઓ અનીતિમાન અને વ્યભિ- ચારાદિ દોષોથી લિપ્ત હોય છે માટે લગ્ન કરવાં—ફરી લગ્ન કરવાં જોઇએ" એમ તેઓ કહે છે. તે પ્રથમ વિધવાને વ્યભિચારિણી ઠરાવી અથવા ભવિષ્યમાં એવી થશે એમ આગાહી કરી તેને ફરી લગ્ન કરવાની ભલામણ કરે છે, તે મ્હને તો વાજબી લાગતું નથી. વિધવા સ્ત્રીઓ અનીતિના માર્ગે પ્રયાણ કરે છે, એ વાત એકાન્ત અસત્ય નથી પણ તેનાં સહાયક—અનીતિના માર્ગે દોરી જનાર બહુ અંશે તો પુરૂષોજ જવાબદાર છે અને તેમાંએ સ્નેહી તરીકે મનાતા—સહાયક મનાતા પુરૂષોજ જવાબદાર છે. એટલે તે વ્યભિચારિણી બનશે તેથી ફરી લગ્ન કરવાને કહેવા કરતાં હૃદયના સાથીના અભાવે—જીવન નિર્વાહમાં આશ્વા- સનને અભાવે કદાચ તે પારકા આકર્ષણ તરફ ખેંચાઇ જાય તો તે ઇષ્ટ નહિ હોવા છતાં સામાન્ય મનુષ્યસ્વભાવનું વલન જોતાં સ્વાભા- વિક લાગે છે. વિધવાલગ્નના વિરોધીઓ—વિધવાલગ્નનો અસ્વીકાર કર- નારાઓ પ્રાચીન પ્રણાલિકાના નાશના ભયથી અને ભવિષ્યમાં બીજા અનેક દોષો ઉત્પન્ન થવાના ભયથી વિધવાલગ્નની ના પાડે છે, પણ તેમાં અપૂર્ણતા છે. જે વડીલો વિધવા પુત્રી કે પુત્રવધૂને પોતાના હૃદય સરસી ચાંપીને તેના હૃદયનો સ્નેહ પોતે મેળવી શકયા હોય— પોતે પવિત્ર રહી શકતા હોય અને વિધવાનાં અતિદારૂણ દુઃખને દૂર કરવા સ્નેહ અને માનથી પવિત્ર વાતાવરણમાં રાખી શકતા હોય તો તે તો વિધવાલગ્નની વિરૂદ્ધમાં હોવાજ જોઇએ, અને પોતાના કોઇ પણ સુખના ભોગે વિધવાના લગ્નની વિરૂદ્ધતા દર્શાવે તો તે વાજબી

છે અને જો એવું કાંઇ પણ ન બની શકે તેમ હોય, વિધવાને ઉન્નત દશામાં લાવવાને પોતાના થોડા પણ સુખનો ભોગ ન આપી શકતા હોય તેવાઓએ તો વિધવાલગ્નની તરફેણમાં ઉતરવાને બદલે મૌન્ય સાધવું એજ ઉત્તમ છે. છતાં કવિ ન્હાનાલાલનું સૂત્ર માનવામાં આવે તો હાલ ચાલતો કેટલોક કલેશ દૂર થાય ખરો.

" સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી;
" દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમી મુક્તિ નથી."

વિશેષ આ બાબત વિદ્વાનો અને તદ્દન પવિત્ર અને શુદ્ધ-તટસ્થ ભાવનાથી વિચાર કરનારા વિદ્વાનોને માટે રહેવા દઇ એટલુંજ ઇચ્છીશ કે વિધવાની અતિદારૂણ દુઃખમય-કરૂણોત્પાદક દશા જોઈ સહ્રદયીઓએ વિચાર કરવાની જરૂર છે. કલાપીએ કહ્યું છે કે—

" જિજ્ઞાસા કાજ દર્દીની વાતો ના સુણવી ઘટે;
" ઇચ્છા એવી મરેલામાં, રાખતાં ઠપકો ઘટે."

દુઃખીઆઓની કથા માત્ર જિજ્ઞાસાથીજ સાંભળનારને પ્રભુ તરફનો ઠપકો ઘટે છે. પ્રભુના દરબારમાં તેનો અનાદર છે કે જેઓ દુઃખીઆઓ તરફ બેદરકાર બને છે, અને જેને અશ્રુઝરતાં લોચન પ્રતિ કે દગ્ધ થતા હ્રદય પ્રતિ કિંચિત્ પણ લાગણી નથી.

કર્મની ગતિ વિચિત્ર છે અને કર્મનું ચક્ર અરઘટ્ટ ઘટની માફક નિરંતર ફર્યાંજ કરે છે અને **रिक्ता भवंति भरिता भरिताश्च रिक्ताः** એ નિયમ અનાદિ અનંત છે, તો આજે અન્યને અશ્રુ સારતાં જોઇ કાંઇ પણ લાગણી નહિ બતાવે અને પડતાનો ઉદ્ધાર કરવાને બદલે ધક્કો મારી નીચે ગબડાવી પાડે તેને જગતમાં કોઇ પણ સહાય કરનાર નથી એ ચોક્કસ છે. માનવ જીવનની અલ્પતા અને અનિશ્ચિતતા સ્હમજી દરેકે એટલી તો પ્રતિજ્ઞા લેવીજ જોઇએ કે " જો મ્હારાથી બનશે તો કોઇનું હિત કરીશ અને કદાચ હિત નહિ બને

તો મૌન્ય સાધીશ–પણ અહિત તો કોઈનું નહિજ કરૂં. ” બસ, આટ-લીજ પ્રતિજ્ઞા લેવાય અને અન્યનાં દુઃખને જોઈ બળતા હૃદયને આશ્વા-સન રૂપી જળસિંચન કરાય તો તો માનવજીવન સફળ છે.

આ પુસ્તકમાં વિધવાની દુઃખદ કથા છે, તેમાં ઘણે સ્થળે વિષયાંતર થએલું જણાશે. કેટલાએક સ્થળે પ્રથમ દૃષ્ટિએ અનુપયોગી લખાએલું જણાશે. પણ તે સર્વમાં જો ઉંડા ઉતરી જોવામાં–વાંચ-વામાં આવશે–લખાણનો આશય સ્હમજવા પ્રયત્ન થશે તો સ્હેજે સ્હમજાશે કે એ સર્વેનો હેતુ માત્ર દુઃખદ લાગણીની અસરનું તેમજ મનુષ્યનો આત્મા કેવી રીતે પતિત થતો જાય છે તે સમજાવવાના પ્રયત્નનું જ પરિણામ છે.

છેવટે આ પુસ્તકના વાંચનથી વાંચનારના હૃદયમાં જો વિધવા પ્રત્યે તિરસ્કાર વૃત્તિ હોય તો તે દૂર થાય, સ્ત્રી સમાજની ઉન્નતિ કરવાની વૃત્તિ જાગૃત થાય, પોતે પવિત્ર રહી અન્યને પવિત્ર વાતા-વરણમાં ઉછેરવાની ભાવના જન્મે, પોતાનાં કોઇ પણ સુખના ભોગે બળતા જીગરમાં અમૃતસિંચન કરવાની ઇચ્છા થાય, અને મરતાં મરતાં એક પણ પ્રાણીનો શુભ આશીર્વાદ–પવિત્ર આશીર્વાદ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થવાય, પોતાના જીવનની મધુરતાનો ભાગ બીજાને અને તેમાંએ નિરાધાર અબળાને આપી શકાય એવું એવું કાંઈ પણ આ પુસ્તકના વાંચનથી બને તો આ રંક લેખક પોતે પોતાનું અહોભાગ્ય માનશે.

વીતક વાર્તા વાંચી સહૃદયોઓનાં હૃદય પીગળે અને એવી દુઃખી વ્યક્તિઓને સહાયક બને, પોતાના માર્ગમાં–પવિત્રતામાં દૃઢ રહીને સહાયક બને એજ અંતિમ ઇચ્છા ફળીભૂત થાઓ.

૧૯૭૬ ના કાર્તક વદી ૧૩ ને ગુરૂવાર.<br>ટુવા. ( કાઠિયાવાડ )

લિ. જૈન મુનિ<br>છોટાલાલજી.

# "મ્હારી વીતક વાર્તા" ઉપર દૃષ્ટિપાત.

જ્યારે આ નાના પુસ્તકનો હસ્તલેખ વાંચવાનો મેં પ્રારંભ કર્યો, ત્યારે મને તેના લેખક ઉપર સહજ ગુસ્સો આવ્યો, કે એક ત્યાગી મુનિ શ્રી વળી આવી "પરણેલીઓની" અને "વિધવાઓની" વાતો લખવામાં ન પડતા હોય તો શું થઇ જાય ? પરન્તુ પુસ્તક પૂરૂં વાંચતાં: મારો એ વિચાર બદલાયો.

થોડાએક વખત પહેલાં-ત્રણેક માસ પહેલાં મને એક મારા વિદ્વાન્, ભદ્રિક, ગ્રેજ્યુએટ, જૈન, લેખક મિત્ર સાથે વાતચીતનો પ્રસંગ પડયો હતો. એ ભાઇ તે વખતે થોડો પ્રવાસ કરીને અને કાંઇ કાંઈ ત્યાગીઓ તથા રાગીઓ, વિધવાઓ અને વિધુરો, કુંવારાઓ અને કુમારિકાઓની બાહ્ય તેમજ આંતર્ સ્થિતિનું અવલોકન કરીને પોતાના વતનમાં પાછા ફર્યા હતા. તેમણે પોતાના પ્રવાસમાં જે કાંઇ જોયું, જાણ્યું, સાંભળ્યું, અનુભવ્યું તથા પાપી હૃદયોની કબૂલાતોનું જ્ઞાન મેળવ્યું હતું તે ઉપરથી એ સરલ ચિત્તના વિદ્વાન્ પણ સમાજ ઉપર બહુ ક્રોધાતુર બની ગયા હતા એવું મને જણાયું. વાતચીતના વિશેષ પ્રસંગ ઉપરથી મેં જાણ્યું અને માન્યું કે યુરોપ-અમેરિકા વગેરે દેશો સામાજિક નીતિમાં ઉતરતા જાય છે, પરન્તુ એક વખત એવો આવશે કે જ્યારે આપણો આર્યદેશ કે જે "કર્મભૂમિ" મનાય છે તે એ દેશો કરતાં પણ સામાજિક નીતિમાં ઉતરતા પ્રકારનો બનશે. આમ બનવાનાં અને માનવાનાં કેટલાંક કારણો છે. એક કારણ એ છે કે આપણા દેશની સ્ત્રીઓનો દરજ્જો હલકો હોવાથી પુરૂષો જાણ્યે-અજાણ્યે કે ભોળા ભાવથી સ્ત્રીઓપર માનસિક અત્યાચાર ગુજારતા જ હોય છે. બીજું કારણ એ છે કે દિવસે દિવસે સામા-

જિક સંસ્કારો ઉતરતા પ્રકારના બનતા જાય છે—સૂક્ષ્મ દૃષ્ટિ દૂર થઇને સ્થૂળ દૃષ્ટિ બળવત્તર બનતી જાય છે. ત્રીજું કારણ એ છે કે આપણો સામાજિક ઉપદેશ ઉન્નતિપથગામી છે પરન્તુ એકાંત ઉન્નતિપથગામી ઉપદેશ સફળ નીવડતો નથી એવો કેટલાક મનુષ્યના સ્વભાવનું નિરીક્ષણ તથા પરીક્ષણ કરનારાઓનો અનુભવ છે. એક મનુષ્ય—એક આત્મા પતિત કેવી રીતે થતો જાય છે તેનો પણ ઇતિહાસ હોય છે. એક આત્મા અધમ સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં ચડ્યો તેની ઉન્નતિનો ઇતિહાસ જેટલો ઉપયોગી હોય છે તે કરતાં જરા પણ ઓછો ઉપયોગી ઇતિહાસ એક મનુષ્યની અવનતિનો નથી. બન્ને ઇતિહાસો સરખા ઉપયોગી છે કારણકે મનુષ્યને ઉંચે ચડાવવાનું કાર્ય જેટલું ઉપયોગી છે તેટલું જ ઉપયોગી તેને નીચે ઉતરતો અટકાવવાનું કાર્ય છે અને તે કાર્ય કરવા માટે તેના પતનનો ઇતિહાસ તથા ક્રમ સામાજિક તથા નૈતિક સુધારકોએ અને ઉપદેશકોએ જાણવો જોઇએ. માનસશાસ્ત્રના પાશ્ચાત્ય વિદ્વાનોએ મનુષ્યની વૃત્તિ તથા વર્તનનો પતનક્રમ કેવી રીતે થાય છે તેનો બારીક અભ્યાસ કરીને તે વિષે મોટાં પુસ્તકો લખેલાં છે. History of Prostitution અર્થાત્ "વેશ્યાવૃત્તિનો ઇતિહાસ" એવા નામનું ૧૫ રૂ. ની કીંમતનું પુસ્તક અંગ્રેજી ભાષામાં બહાર પડેલું છે! મનુષ્યને નૈતિક ઉપદેશ આપવા ઇચ્છનાર વ્યક્તિએ એવું પુસ્તક વાંચીને મનુષ્યનો—મનુષ્યની નીતિનો—સ્વભાવનો—સંસ્કારોનો—આચરણોનો અવનતિક્રમ પણ જાણવો જોઇએ.

આ દૃષ્ટિએ મનુષ્યના ઉન્નતિ—અવનતિક્રમનું અવલોકન કરનારાઓ આપણે ત્યાં બહુ થોડા છે અને જેઓ છે તેઓ એવા અવલોકનને પ્રકાશમાં નહિ આણવામાં સમાજનું હિત માને છે, પરંતુ મનેઃએ વિચાર યથાયોગ્ય લાગતો નથી. મનુષ્યનાં દુરાચરણોને અત્યંત રસપૂર્વક વર્ણવવાં અને મનુષ્યની વૃત્તિઓને તાત્કાળિક આડે

માર્ગે જવાનું સૂચન કરવું એ ઇષ્ટ નથી; પરન્તુ માનસશાસ્ત્રના એક વિભાગ તરીકે મનુષ્યનો અવનતિક્રમ પણ પ્રકાશમાં આવવો જોઇએ છે. એ દૃષ્ટિએ આ પુસ્તકની સંપૂર્ણ ઉપયોગિતા મને સમજાઇ છે. ઉપર કહ્યું તે મારા વિદ્વાન્ મિત્ર કે જે ધર્મનાં તથા ઉપદેશનાં પુસ્તકો લખવામાં જ જીવન ગાળી રહ્યા છે તેમના અનુભવને આધારે તેમણે પણ મનુષ્યના અવનતિક્રમના વૃત્તાંતો પુસ્તકારૂઢ કરી સમાજની સમક્ષ યોગ્ય વિવેચન સાથે મેલવાની આવશ્યકતા સ્વીકારી છે.

આ પુસ્તકમાં તેના લેખકની દૃષ્ટિમાં મને એક દોષ જણાયો છે. તેમણે એક દુઃખી વિધવાના દૃશ્યને મગજ સમીપે રાખી તેનાજ સિદ્ધાંતો અને અનુભવોને આધારે સામાન્ય સિદ્ધાંતો ઘટાવ્યા છે. આ એકાંતિક દૃષ્ટિ કહેવાય. સઘળી વિધવાઓ વડીલ પુરૂષોના સદ્ભાવવડે પોતાના વૈધવ્યદુઃખને વિસરી શાંત જીવન ગાળે છે કિંવા સઘળી દુષ્ટ વિધવાઓનાં વડીલો સ્નેહશૂન્ય અને જુલ્મી હોય છે એવા સામાન્ય સિદ્ધાંતો હોઇ શકે નહિ. વડીલોની સુશીલતા છતાં દેહ-લગ્નની અનેક વિધવાઓ ઉધળી ગયાના દૃષ્ટાંતો સમાજમાં છે અને વડીલોના અત્યાચાર છતાં મરણસુધી પોતાની સુશીલતા બતાવનારી વિધવાઓ પણ સમાજમાં છે. જ્યાં જ્યાં વિધવા દુઃખી હોય, ત્યાં ત્યાં આપ્તજનસમૂહનો અત્યાચાર જ હોય–વિધવાનાં આંસુ લૂછના-રનો અભાવ જ હોય, એમ સર્વથા હોતું નથી. પરન્તુ એટલા સત્યનો તો સ્વીકાર કરવો જોઇએ કે દુઃખથી આકળી બનેલી–જીવનનો વિભાગી ગુમાવી બેઠેલી એક વિધવા આપણા સમાજમાં લગભગ સર્વાંશે દયાને પાત્ર છે; તેના સ્વભાવના, સંસ્કારના, અણસમજના, સ્વાર્થવૃત્તિના અનેક દોષો છતાં તે ક્ષંતવ્ય લેખાય, તો સમાજમાંથી વિધવાઓનું દુઃખ મોટે ભાગે દૂર થાય. પરન્તુ એ આશા આધુનિક સમયમં વ્યર્થ જેવી દેખાય છે. વિધવાઓના [illegible] લ પુરૂષો અને વડીલ સ્ત્રીઓ

બહુ અંશે વિધવા પ્રતિના સ્વકર્તવ્યને વિસરી ગયાં છે અને તેને પરિણામે આ ગ્રંથકાર જેવા ત્યાગી પુરૂષને હૃદયના સંતાપપૂર્વક, અનિદ્રાપૂર્વક અને આંખોમાં આંસુ સાથે પુરૂષોનો કાન ખેંચી બે—ચાર તમાચા લગાવી દેવાની ફરજ પડે છે!

વિધવાઓને સ્નેહ અને સદ્‌ભાવપૂર્વક ઉંચા વાતાવરણમાં ઉછેરવી એ જ હિતાવહ માર્ગ છે; પરન્તુ વિધવાલગ્નના હિમાયતીઓની દૃષ્ટિ "વિધવાઓ વ્યભિચારી થશે" એવી આગાહી ઉપર જ રહેલી નથી. તેઓ આધુનિક સમયમાં મનુષ્યના સ્વભાવના વલન ઉપર, તેમના સામાન્ય પ્રતિના સંસ્કારો ઉપર, તેમની સ્વાભાવિક વિષયવૃત્તિના આવેગ ઉપર, તેમને માટે સમાજમાં સ્નેહ અને સદ્‌ભાવની ન્યૂનતા હોવા ઉપર દૃષ્ટિ રાખીને તે હિમાયત કરે છે. વિધવાને સ્નેહશૂન્ય સમાજમાં રીબાતી રાખવા કરતાં કોઈ સ્નેહી હૃદયને સોંપી દેવાનું સ્વલ્પ પાપ કરી લેવું એ વધારે ઇષ્ટ છે એવું પણ કેટલાક હિમાયતીઓ કહે છે; અને કવિ ન્હાનાલાલના કથન અનુસાર દેહલગ્નની વિધવાઓની મુક્તિ એ માર્ગે થાય તો તેમાં સમાજે ત્યારે જ વચ્ચે પડવું જોઇએ કે જ્યારે તે દેહલગ્નની વિધવાના સંસ્કારોને સ્નેહલગ્નની વિધવાના જેવા ઉંચા કરવાની સમજશક્તિ અને સાધન ધરાવે, તેમ જ સ્ત્રીઓમાં બાલ્યાવસ્થાથી પોતાંના સદ્દ્વર્તન તથા સદુપદેશવડે સ્નેહલગ્નના જ સંસ્કારો મૂકીને તેને ઉછેરે. સમાજ આટલી તૈયારી બતાવે નહિ ત્યાંસુધી આપણે ત્યાં વિધવાઓનું જીવન ઢંગ વિનાનું રહેવાનું અને તત્સંબંધી કોઈ ચોક્કસ સિદ્ધાંત સ્થાપી શકાવાનો નહિ.

અમદાવાદ,
તા. ૨૫–૧–૧૯૨૦.

ચુનીલાલ વર્ધમાન શાહ.

॥ ૐ ॥

# મ્હારી વીતક વાર્તા

અથવા

# એક સહૃદય વિધવાની આત્મકથા.

## પ્રકરણ ૧ લું.

" પ્રભુ ! જો દીધી ત્હેં લાગણી તો વાણી કાં દીધી નહિ ? "

સર્વાન્તર્યામી પ્રભુ ! હું માનવ જીવન પામી, જે સત્કાર્યો મારે કરવાં જોઇએ તે મેં કર્યા નથી, પરંતુ તેથી તું મને દોષ ન આપીશ; કારણકે સત્કાર્ય કરવાની પ્રબળ ભાવના છતાં 'સાધનાભાવે કાર્યાભાવ' એ સૂત્રાનુસાર મ્હારી પાસે સાધન જ નથી, તો પછી હું શું કરૂં ? મ્હારૂં જીવન, અરે ! મ્હારૂં એકજતું નહિ પણ મ્હારા જેવી દુઃખદ સ્થિતિ ભોગવતી મ્હારી બ્હેનોનું સાંભળવાને કોણ નવરૂં છે ? અમારે શું જોઇએ છે, અમે મનુષ્ય તરીકે જીવન ભોગવીએ છીએ કે પશુથી પણ અધમ જીવન ભોગવીએ છીએ, તે તપાસવાની કોને દરકાર છે ? પશુમાટે પશુશાળા કરવાને, તેની રોગી–નીરોગી તરીકેની સંભાળ લેવા, અરે ! એટલુંજ નહિ પણ અનાજમાં નીકળતી ઝીણી જીવાતની સંભાળ લેવા દયાળુ મનુષ્યો છે પણ પુરૂષનું એક અંગ, અરે ! સંસારચક્રના એક પૈડાની સંભાળ લેવા કોઇ દયાળુ છે ? કેટલાએક

ડોળઘાલુ દયાળુ અમારા જેવી નિર્દોષ વિધવાને અમારી વૃત્તિને શાન્ત કરવાના પ્રસંગો ઉત્પન્ન કરાવવાને બદલે વિષયવૃત્તિ-પશુવૃત્તિને ઉત્તેજિત કરવાને ફરી લગ્ન-પુનર્લગ્ન કરવાનો ઉપદેશ આપે છે. અમારૂં માનુષી હૃદય દૈવી બનાવવાને બદલે રાક્ષસી-પાશવી બનાવવાનો પ્રયત્ન કરેછે. આવા સંજોગોમાં અમારા શુદ્ધ હૃદયનું પવિત્ર રૂદન સાંભળવાની કોઈ દરકાર કરતું નથી. અમારૂં રૂદન અત્યારે તો અરણ્યરૂદન છે! ન મળે આશ્વાસન, મળે નહિ કોઇ ધૈર્ય આપનાર અને ન મળે કોઇ સુખ-દુઃખની પૃચ્છા કરનાર સુહૃદ જન! આવી સ્થિતિમાં અમારે શું કરવું, તે કોઈ સ્હમજાવશો કે? આજે કેટલાએક દિવસ થયા એક મહાત્મા પરોપકારી સહૃદય જનનાં મને દર્શન થયાં. પ્રથમ તો તેમના પરિચયમાં આવતાં હું જરા અચકાઇ, કારણકે ઘણા કહેવાતા મહાત્માઓ પણ સહૃદયતા ને આર્દ્રતા વિનાના હોય છે, તેથી એવાઓ પાસેથી આશ્વાસન મેળવવાને બદલે ઘણી વખત તિરસ્કાર મળે છે, તેથી હૃદય અચકાતું હતું; પણ એક વખત "પાપીઓ અને દુઃખીઓ પ્રત્યે રાખવો જોઇતો સ્નેહભાવ" એ વિષયનું તેમનું વ્યાખ્યાન સાંભળ્યું, દુઃખી પ્રત્યેની તેમની અત્યુત્તમ લાગણી, દુઃખીને સ્હાય કરવાની તિવ્ર ભાવના અને દ્રવતું હૃદય જોઈ મને શ્રદ્ધા ઉત્પન્ન થઇ કે કાંઇક અહીંથી આશ્વાસન મળશે, અને તેમના શાન્ત-સ્નેહમય વાતાવરણમાં હૃદય-તપ્ત હૃદય કાંઇક શાન્ત થયું. તેમણે જ્ઞાનદાન દીધું, હૃદયમાં જીવનરસ-પ્રવાહ રેડ્યો. બુંઠી થએલી લાગણી કાંઇક સતેજ થઇ. પ્રસંગવશાત્ મ્હારી જીવન કહાણી તેમણે જાણવા ઇચ્છી અને મ્હેં ખુલ્લા શબ્દોમાં કહી. તે વાંચતી વખતે તમારા પ્રથમથી બંધાઇ ગએલા વિચારોને અધીન રહીને ન વાંચશો, પણ પક્ષપાતદૃષ્ટિને ઘડીભરને માટે દૂર મૂકીને તટસ્થ ભાવથી વાંચવા કૃપા કરશો:—

દયાળુ માનવ-દેવો! સ્વર્ગસ્થ સાક્ષરરત્ન શ્રી ગોવર્ધનરામ ભાઇના શબ્દોમાંજ કહું તો શું ખોટું છે કે?

"મુજ વૃત્તમાં નથી કો નવાઈ સિવાય પણ હું શું કહું?" અને "પરદેશી" શબ્દને બદલે કહાય એમજ કહું તો—"દયાળુ સજ્જન! આર્ય સ્ત્રી ગાળેજ જીવન કલેશમાં" એ શું ખોટું છે? હું તો નથી માનતી. એક તો જનસમાજનો ઘણો ભાગ સ્ત્રીને પુન્યહીન માને છે-જોકે તે અમુક અંશે સત્ય હશે, પણ જેટલા પ્રમાણમાં મનાય છે તેટલા પ્રમાણમાં તો નહિ જ. પુરૂષ વર્ગનો અપવાદ સિવાયનો ઘણો ભાગ એમજ માને છે કે સ્ત્રી એ તો ડાબા પગનું ખાસડું-વિષય ભોગવવાનું અને પ્રજા ઉત્પન્ન કરી આપવાનું એક જાતનું યંત્ર-પૈસા આપી ખરીદાતી એક બજારૂ નહિ પણ ઘરગથ્થુ વસ્તુ-આવી અનેક પ્રકારની અધમ માન્યતા અમારા માટે ચાલે છે, એટલે અમારા પ્રત્યે વાત્સલ્ય કે પ્રેમભાવ હોયજ નહિ અને જો કાંઇ દેખાતો હોય તો તે સ્વાર્થ પુરતો જ. ટુંકામાં અમારા જન્મથી જ બીજાં તો શું પણ નવ મહિના સુધી ઉદરમાં રાખનાર માતા પણ રોવા માંડે એ કેટલી આશ્ચર્યની વાત! અમારા પુન્યયોગે કહો કે વડીલોના પાપયોગે કહો પણ જો વૃદ્ધાવસ્થા થવા છતાં અમારાં માતુશ્રી અમારા ભાઈનો જન્મ આપવાને ભાગ્યશાળી ન થયાં હોય તો હજી કાંઇક અમારા પ્રત્યે લાગણી રહે, પણ જો અમારા પુન્યવંતા ભાઇની હાજરીમાં અમારી હાજરી થઇ અને તેમાં પણ જો એકાદ બેની વધારે થઇ તો પછી અમારી કમબખ્તી કેટલી થાય છે, તે અમારૂં મન સ્હમજે છે. મ્હારી સ્થિતિ પણ એમજ હતી. અમે અર્ધો ડઝન ઉપર બ્હેનો છીએ અને અમારા પુન્યવંતા પા ડઝન બંધુઓ છે. જેમ બીજી બાલિકા-

ઓના લાલનપાલન માટે દરકાર ઓછી રખાય છે, તેમ મારા માટે પણ હતું. ( એટલું ખરૂં કે દ્રવ્યલોભી માતપિતાઓ પુત્રીને દ્રવ્ય-પ્રાપ્તિની હુંડી અથવા નોટ તરીકે માની તેનું રક્ષણ કરે છે. તેમનું લક્ષ્ય–બિંદુ દ્રવ્ય હોય છે, એટલે અમારા પ્રત્યે શુદ્ધ હૃદયનો વાત્સલ્યભાવ ન હોય એ સ્વાભાવિક જ છે. મ્હારી પણ એજ સ્થિતિ હતી. ) અમારા શરીર અને મનના વિકાસને માટે વડીલો બહુધા બેદરકાર રહે છે. અમારી શું હોંશો છે, અમારે શેની જરૂર છે, અમારે માટે શું હિતનું છે, વગેરે બાબતનો વિચાર હૃદયપૂર્વક કોઇ કરતું જ નથી. અમારાં માતપિતા તો જાણે અમે કોઇ પારકી વસ્તુ હોઈએ અને સાચવવાને કોઇ મૂકી ગયું હોય, તેટલા પુરતી જ સંભાળ રાખે છે. ઘરમાં હોય તો ભલે, નહિતર દેવું કરીને પણ પુત્રની સંભાળ રખાય છે, તેની હાજતો પુરી કરાય છે, નજીવી વ્યાધિ માટે સેંકડોનું ખર્ચ કરાય છે, ત્યારે અમારી ભયંકર માંદગી વખતે વધારે તો શું પણ પુરૂં પાથરવા કે ઓઢવા–કે પથ્ય ખોરાક જેટલી પણ કાળજી ભાગ્યે જ રખાય છે. અમારાં કમનસીબની કહાણીની તો હજુ આ શરૂઆત છે, તોપણ મારૂં હૃદય ચીરાય છે. અરેરે ! ભવિષ્યમાં જે પુરૂષરત્નનો જન્મ આપનાર, માતૃભૂમિનો ઉદ્ધાર કરનાર વીર નરનો જન્મ આપનાર, ક્ષમા, સહનશીલતા અને અસહ્ય દુઃખને પણ શાન્તિથી ઝીલનાર, અમ સ્ત્રી જાતિપરનો અત્યાચાર અમારા જન્મથીજ અમારે ભોગવવો પડે છે મ્હારી બાલ્યાવસ્થાની કહાણી કહેતાં હૃદયમાં દાહ બળે છે અને કહેવાનું હજુ ઘણું છે, તેથી સ્ત્રીની બાલ્યાવસ્થા કેવી દુઃખદ રીતે પસાર થાય છે, તેના માટે આજે જ મ્હેં " જૈન સંસાર " માં અમારા સંબંધનો એક લેખ વાંચ્યો. તેમાં જાણે કાંઇક મ્હારૂં જ કથન તે લેખના

લખનાર વિદ્વાન લેખકે કર્યું હોયની, એમ સ્હમજાય છે. તેથી તેમના શબ્દો હું અહીં રજુ કરૂં તો અસ્થાને નહિ ગણાય. વળી મ્હારી બાલ્યાવસ્થાની સ્થિતિ પણ એથી સારી રીતે સ્હમજાશે.

તે મહાશય કહે છે કેઃ—“ જન્મસે વિવાહતક કન્યા પિતાકે
“ ઘર રહતી હૈ ! જન્મભરમેં પ્રાયઃ યહી સમય ઉસકે લિયે કુછ
“ આનંદકા હોતા હૈ ! માંતા કિતની હી કઠોર હોતી હૈ તો ભી પ્યાર
“ કે કારણ સન્તાનપર નરમ હી રહતી હૈ, પરન્તુ વહ ભી બીમારી
“ મેં અથવા ખાનેપીનેમેં પુત્રોંકી ભાંતિ કન્યાકી પરવાહ નહિ
“ કરતી + + + કન્યા બીમાર પડી હૈ, પર ઉસકા ઔષધ કે
“ લીએ પૈસે ખર્ચ કરતે ભી જી છોટા હોતા હૈ. દો વર્ષકી બાલિકા
“ હૈ. ઘરમેં પુંજી હોનેપર ભી ઉસકો દૂધ નહિ મિલતા. યદી યહ
“ સન્તાન પુત્ર હોતા તો બઢીયા દવાઈ તથા ખાનેકો ઉત્તમોત્તમ
“ પદાર્થ અપની શક્તિસેં ભી અધિક ઉસકે લીએ ખરીદે જાતે.
“ ઘરમેં એક વર્ષકી કન્યા હૈ ઔર એક હી વર્ષકા એક પુત્ર હૈ.
“ બિચારી પુત્રીકે સાથ પુત્રકી અપેક્ષા વર્તાવ ઐસા હોતા હૈ માનો
“ વહ કોઇ બેમાલીકકી વસ્તુ હૈ. વહ ચાહે મીટ્ટીમેં ખેલે, ચાહે કંકર
“ ખાવે, ચાહે જમીનપર સોવે, કોઈ ઉસકી પરવાહ નહિ કરતા ! પરન્તુ
“ પુત્રકે લીએ ગદ્દી ( ગાદી ) મચલી પલના ઇત્યાદિકી આવશ્યકતા
“ હોતી હૈ ! પાઠક ! ચરિત્રગઠન, સ્વાર્થત્યાગ અથવા ઇંદ્રિયદમનકે
“ લીએ યદિ કુચ્છ નિયમ હો તો બહુત હી ઉત્તમ બાત હૈ, પરન્તુ
“ સ્વાસ્થ્ય ( તન્દુરસ્તી ) પર કુઠાર ( કુહાડો ) ચલાનેવાલે, શરીરકો
“ નિર્બળ બનાનેવાલે નિયમ બનાના પુરૂષ જાતિકે કૃતઘ્નતા હી નહિ,
“ પરન્તુ ઉચ્ચ ઘરોંકી નીચતા ભી દર્શાતા હૈ. ”

આ અમારી બાલ્યાવસ્થાની સ્થિતિ ! મ્હારી બાલ્યવસ્થા લગભગ

ઉપર પ્રમાણેજ કોઇ પણ જાતની આંતર સહાય–સ્નેહપૂર્વક સહાય વિનાનીજ હતી. ( અને હું તો માનું છું કે લગભગ ઘણી મ્હારી બ્હેનોને પણ એમજ હશે. ) એમ કરતાં જ્યારે મ્હારી પાંચેક વર્ષની ઉમ્મર થઇ, ત્યારે ઘરમાં કામ કરાવતી થઇ. મ્હારી શકિતના પ્રમાણમાં મ્હારી પાસેથી વધુ પડતું કામ લેવાતું અને જાણે ભવિષ્યમાં કામ કરવા નહિ આવે માટે તેનો બદલો બધો અત્યારેજ લેઇ લેવો હોય, તેમ મજુરી કરાવવામાં આવતી, અને કોઇ વખતે જ્યારે સ્હેજ પણ ભૂલ થતી તો હલકા વિશેષણોથી વધાવવામાં આવતી. રાંડ, મુઇ, કૂતરી વગેરે શબ્દો તો સાધારણ વાતમાં પણ છુટથી વપરાતા એટલે એ શબ્દોથી હું કંટાળતી નહિ. પણ આજે મ્હને એમ સ્હમજાય છે કે મ્હારૂં ભવિષ્યજ કેમ કહેવરાવતું હોય તેમ 'રાંડ' શબ્દ બહુ વાર બોલાતો. આવી અવસ્થામાં મ્હેં નિશાળમાં અભ્યાસ શરૂ કર્યો. પાપ કરતાં કોઇ પૂર્વ ભવમાં થોડુંક પૂન્ય કર્યું હશે, જેના ફળ તરીકે શિક્ષિકા–અધ્યાપિકા સહૃદયી મળ્યાં. તેમનો મ્હારા ઉપર બહુ અનુરાગ હતો તેથી મ્હને સ્નેહથી બોલાવે, મીઠી મીઠી વાતો કરે અને સ્ત્રીજીવનને ઉપયોગી એવો પતિભકિત, વડિલોની સેવા, શીલ રક્ષણ વગેરેનો ઉત્તમ બોધ આપી પવિત્ર સંસ્કારો પાડે. તેના પ્રતાપને લેઇનેજ આજે કાંઇક શાન્તિવાળું જીવન ભોગવી શકું છું. બીજું સુખ તો નથી પણ દુઃખને સહન કરવું એ મનુષ્યધર્મ છે એવા તેમના નિત્યના બોધથી આજે માનવ–જીવનનો આંતરિક આનંદ થોડો પણ અનુભવી શકું છું. જો કાંઇ પણ માનસિક વિકાસ થોડે અંશે પણ થયો હોય તો એ શિક્ષિકાના પ્રતાપે જ. મ્હારી બાર વર્ષની ઉમ્મર થતાંસુધીમાં હું પાંચ ચોપડી ગુજરાતી ભણી, કાંઇક વાંચતાં–કાંઇક સ્હમજતાં આવડયું અને હજુ આગળ અભ્યાસ

કરવો હતો, મ્હારી ઇચ્છા હતી, પણ વડિલોની ઇચ્છા ન હતી, એટલે અનિચ્છાએ પણ અભ્યાસ છોડવો પડ્યો અને ગૃહકાર્યમાં જોકે જોડાએલી તો હતીજ પણ હવે તો તદ્દન એજ કાર્યમાં રહેવાનું થયું. પરન્તુ ગૃહશિક્ષણ જે સ્નેહથી—માતાની જે લાગણીથી અપાવું જોઇએ તેવું આપનાર કોઇ ભાગ્યવાન મ્હારી બ્હેનની માતા હોય તો ભલે, બાકી તો જાણે હું શીખીનેજ જન્મી હોઉં તેમ મ્હારી પાસેથી દરેક કામ ભુલ વિનાનું લેવાની ઇચ્છા વડિલશ્રીને રહેતી અને મ્હારી અજ્ઞાનતાને લઇને કોઇક કામમાં ભુલ થતી તો તેને સ્નેહથી સુધારવાને બદલે કડવામાં કડવાં વચનો સાંભળવાં પડતાં. છતાં શિક્ષિકાના આપેલા બોધથી હું માતુશ્રીનું માન સાચવતી અને તેથી સામો જવાબ આપવાને બદલે એકાંતમાં રડતી, ભુખી—તરસી બેસી રહેતી, છતાં ભાવ તો ભાગ્યેજ પૂછાતો. ‘એને તો ટેવ પડી છે’ ‘એ તો રીસનું ઘર છે’ વગેરે શબ્દોથી બળતાંમાં ઘી હોમાતું. અરેરે! મ્હારા જેવી ઘણી બ્હેનોને આવી સ્થિતિ ભોગવવી પડતી હશે, ઘણીએ ભોગવી હશે; પણ અમારા માટે કોને દયા છે? ગાય ભેંસનું બચ્ચું માંદું પડ્યું હોય તો તેની સંભાળ લેવાય, એટલીએ સંભાળ અમારી ન લેવાય! અમે તો જાણે કોઇ લોઢાનું કે લાકડાનું યંત્ર હોઇએ તેજ માફક અમારી ગણના થાય! હૃદય બળે છે, અંતરમાં દાહ થાય છે, અને મ્હારી બાલ્યાવસ્થાના દુખનું સ્મરણ કરતાં અશ્રુપ્રવાહ વહે છે. પ્રિય વાચક! ત્હારા હૃદયમાં દયાની કાંઇ લાગણી હોય તો તું પણ મ્હારા અને મ્હારા જેવી અનેક આર્ય કુમારિકાઓના દુખને એકવાર વજ્ર જેવું હૃદય બનાવી જો અને પછી ત્હારાથી બીજું કાંઇ ન બને તો બે અશ્રુબિંદુ સારી અમારા દુઃખમાં ભાગ લે! ઘરનો પુરૂષ વર્ગ સારા દાગીનાઓ પહેરે, ત્યારે અમને સારૂં

લુગડું પણ ભાગ્યેજ પહેરવા મળે ! હલકા વર્ણની સ્ત્રીઓ કે છોકરીઓ સાથે ગામથી ગાઉ ગાઉ દૂર છાણાં વીણવા જવું, તે વખતે કેટલાક બદમાશો અમારી મશ્કરી કરે, અમને અનીતિના માર્ગમાં ફસાવવા પ્રયત્ન કરે અને અનેક પ્રકારનાં દુઃખો આપે; તોપણ અમારાથી બોલાય નહિ અને બોલીએ તો અમારા માટેજ શંકા લાવી અમને વચનપ્રહાર થાય ! દિવસ ઉગ્યાથી તે રાત્રીએ સુતાં વખત સુધીમાં ભાગ્યેજ થોડો વખત વિશ્રાન્તિનો મળે. આવી રીતે અમારી બાલ્યાવસ્થામાં ખરાબ સંસ્કારો અમારા મગજમાં વાસ કરે અને તે દૂર કરવાના પ્રયત્ન થવાને બદલે વધુ ને વધુ દૃઢ થાય, અને પછી મ્હારી ઉમ્મરે ને બાલ્યાવસ્થાના કુસંસ્કારોને લીધે અને નિંદા, વિકથા, કલેશ ક્ષુદ્ર વાસના, અતૃપ્તિ વિગેરે મલિન વાતાવરણનો ફેલાવો કરીએ તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. માટે પ્રથમથી જેમ પુત્રની બાલ્યાવસ્થામાં પુરતી સંભાળ લેવામાં આવે છે તેટલેજ દરજ્જે, બલ્કે તેથીએ વધારે ( કારણકે ભવિષ્યમાં દેવી થવાને અને પુત્રને ઉછેરી ઉચ્ચ સંસ્કાર પાડવાને નિર્માયેલી છે માટે ) પુત્રીની સંભાળ લેવી જોઇએ. મ્હારા બાળ વયના બાર વર્ષ સુધીના ઇતિહાસમાં તો હજુ થોડુંક જાણવાનું મળશે, પણ જેમ જેમ મ્હારી ઉમ્મર વધતી ગઈ તેમ તેમ મેં જે અનુભવ્યું છે તે જાણશો તેમ તેમ વધુ ને વધુ જાણવાનું અને વિચારવાનું મળશે અને અમ સ્ત્રી જાતિપર હું ધારૂં છું કે કાંઇક દયા ઉત્પન્ન થશેજ. અમારી અજ્ઞાન અને મલિન સંસ્કારી બાલ્યાવસ્થાની આ કથા કહી, પણ હવે સાંભળો મ્હારી લગ્નકહાણી અને લીલામની કથા.



# પ્રકરણ ૨ જું.

## દ્રવ્યલોભી વડિલો અને પુત્રીનો ભોગ.

જ્યારે મ્હારી બાર વર્ષની ઉમ્મર પુરી થઇ અને તેરમા વર્ષની શરૂઆત થઇ, ત્યારથી મ્હારા સગપણની વાત શરૂ થઇ. ધીમે ધીમે મ્હારા શિરછત્રની શોધ થવા લાગી; પણ તે ઉમ્મર, આબરૂ, સદાચાર વગેરે ગુણો હોય તેવા શિરછત્ર શોધવા એવી ઇચ્છા મ્હારા વડિલોની ન હતી, પણ માત્ર વધુ કિંમત કોણ આપે છે તેજ જોવાનું હતું. એમાં મ્હારાં માતપિતા તો હજુ કાંઇક પણ લાગણી રાખતાં પણ દલાલી કરી દ્રવ્યપ્રાપ્તિની ઇચ્છા રાખનારા મ્હારા મામાને તો પોતાનું પાપી હોઝરૂં ભરવાને મ્હારા તરફ સ્હેજ પણ લાગણી રાખ્યા વિના 'ભજ કલદારં, ભજ કલદારં' નીજ ભાવના હતી, તેથી મ્હારાં વડિલોને પોતાની પ્રપંચી જાળમાં ફસાવી પોતાને સ્વાધીન કરી લીધેલાં, જેથી તેઓ બિચારા જરા પણ બોલી શકતાં નહિ. આવી રીતે તપાસણીનું અને કિંમત આંકવાનું કામ ચાલ્યું. ગામેગામ મામાએ ફરવા માંડયું અને જરૂર પડયે મને સાથે તેડી જઇ મને જેમ દુકાનદાર વસ્તુ બતાવી, વસ્તુનાં વખાણ કરી ગ્રાહકને લલચાવે, તેમ મ્હારા ચામડાના રૂપનાં, મ્હારી કામ કરવાની શક્તિનાં વખાણ કરી વરરાજા થવા ઇચ્છનારને લલચાવતા. કેટલાએક વિષય-લુબ્ધ, રૂપ-મુગ્ધ સાટું કરવાને તૈયાર થતા. જ્યાં કલદારની વાત આવતી ત્યાં અતિ વધારે પડતી કિંમત ખરીદનારને જણાતી હોવાથી હું કન્યા-વસ્તુની ખરીદ તેને અનિચ્છાએ પણ મૂકી દેવી પડતી. એવી રીતે કેટલોએક વખત ચાલ્યું. એમાં એકાદ વર્ષ પસાર થઇ ગયું, એટલે ચૌદ વર્ષની મ્હારી ઉમ્મર થવાની શરૂઆત થઇ. તેવામાં એકાદ બે સાથે કોઈ

દૂર દેશાવરમાં મ્હારૂં સાટું નક્કી થયું, રકમ નક્કી થઇ, સાકર ખવાણી અને વહેંચાણી, ત્યાંસુધી થવા છતાં દલાલને દલાલી વધારે લેવાની લાલચ જાગી અને મ્હને ખરીદનારની સાથે વાંધો પડ્યો અને લખત ફાં......ટ્યાં ! આમ થવાથી મ્હારા વડિલને મ્હારા માટેની ચિન્તા વધી પણ પોતે મ્હારા મામાના પાસમાં સજ્જડ રીતે બંધાઇ ગયેલા હોવાથી તેના પર આધાર રાખીને બેસી રહ્યા. તેવામાં પોતાની ત્રણ પ્રાણપત્ની, અરે નહિ ! દેહપત્નીને કાળના મોઢામાં સોંપીને ફારગત થએલા, માત્ર સાઠ ને ચાર વર્ષના નવયુવાન–ત્રણ વીસું ને એક ત્રીસના પાંચમા ભાગે પહોંચેલા, લાકડી સહિત ત્રણ પગવાળા, સાડાચાર હાથ ઉંચા છતાં ચાલતી વખતે ત્રણ હાથ જમીનથી મસ્તક છેટે રાખનાર, જાણે જૈન ધર્મના કોઇ મહાન્ કૃપાવાન્ સાધુ નીચી દૃષ્ટિથી જીવજન્તુનું રક્ષણ કરી જત્નાથી ચાલે તેમ ચાલનાર, એક વીર નરે મ્હારી રૂપિયા ૧૭૦૦ ની કિંમતે ખરીદી કરી. એમાં દલાલને કેટલું ભથ્થું મળ્યું તે હું જાણતી નથી, પણ મ્હારી કિંમત માત્ર દોઢ કોથળી ને દશ વીસું થઇ ! આ સાટું નક્કી થયું, સાકર વહેંચાણી–ખવાણી, અને લખત પણ થઇ ગયાં, અને દ્રવ્યલોભી મ્હારા વડિલોએ પુત્રીનો સ્વાર્થ–અધમ સ્વાર્થ યજ્ઞમાં હોમ્યો. પ્રથમ તો મેં જાણ્યું કે કોઈ સુંદર, સુદૃઢ અને યુવાન, સમવયી સહચર મ્હારા માટે નિર્માણ થયો હશે અને પ્રથમ મ્હને કહેવામાં, સહમજાવવામાં પણ એમજ આવ્યું હતું, પણ જ્યારે મ્હારા જાણવામાં ખરી વસ્તુસ્થિતિ આવી ત્યારે મ્હારા હૃદયને કેવો આઘાત થયો હશે, તેનો વિચાર સહૃદયી વાંચકનેજ સોંપું છું અને સાથે સાથે મ્હારા ભાવિ પતિ માટે મ્હેં જે હાસ્યોત્પાદક વિશેષણો વાપર્યાં છે તેના માટે પ્રભુ પાસે ક્ષમા માગું છું. હું સમજું છું કે શિરછત્ર પતિની કોઇ પણ

રીતે અવગણના નજ કરાય, પણ શું કરૂં ? હૃદય બળે છે, તેથી ભાન નથી રહેતું. પ્રભુ મ્હને ક્ષમા કરજે.

જ્યારે મ્હારા સગપણની વાત મારી શિક્ષિકાના જાણવામાં આવી ત્યારે તેમને બહુજ ખેદ થયો અને મ્હને બોલાવીને કહ્યું કે તારાં માતપિતા પાસે વિનંતિ કર, આજીજી કર, અને આ સંબંધ રદ કરાવ. આના જવાબમાં મેં કહ્યું અને તે ખરૂંજ કહ્યું કે ' દ્રવ્ય લાલસાના સ્વાર્થમાં અંધ થએલાં, પુત્રીનો ભોગ આપવા તૈયાર થએલાં માતપિતા કોઈ પણ રીતે માને તેમ નથી. ' અને હતું પણ તેમજ. હું સગપણ થયા પછી હંમેશ ઉદાસ રહેતી, વખતે વખતે એકાંતમાં રડતી, અને કોઇ વખતે આપઘાત કરવાની ઇચ્છા થઇ આવતી, પણ તેમ કરવા હિંમત ચાલતી નહિ અને છેવટે મન વાળતી કેઃ—

ગુજારે જે શિરે તહારે, જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.

બસ, આ વિચારે મન વાળી રહેતી, અને દુઃખના ઘ્યુરાને ગળે ઉતારી જતી અને દિવસ પસાર કરતી.

---

## પ્રકરણ ૩ જું.

---

### સ્નેહ વિનાનું દેહલગ્ન.

કાળ કાળનું કામ કર્યે જાય છે. તે સુખી મનુષ્યો માટે વધતો નથી કે દુઃખીને માટે ઘટતો નથી. એ તો કુદરતના નિયમસર ચાલ્યાજ કરે છે. વાત કરતાં સમય વીત્યો અને કુમારિકા અવસ્થા-માંથી પત્ની અવસ્થા પ્રાપ્ત થવાનો સમય નજીક આવી પહોંચ્યો.

ઘરમાં લગ્નની તૈયારી થવા લાગી અને મ્હારા અંતરમાં ભાવિચિંતાની હોળી સળગવા લાગી. જેમ જેમ લગ્નસમય નજીક આવતો ગયો તેમ તેમ હૃદયનો આનંદ ઓછો થવા લાગ્યો. જે પ્રસંગ માનસિક આનંદ ઉત્પન્ન કરે તેવો છે, જે પ્રસંગે બાલ મુગ્ધા પોતાના હૃદયના માલીકને ભેટવાને તલસતી હોય છે, તે પ્રસંગ મ્હારા માટે ઉદ્વેગને ઉત્પન્ન કરનાર અને હૃદયમાં જડતા ઉત્પન્ન કરનાર હતો. જેની સાથે જીંદગી જોડવી છે, જેને સર્વસ્વ અર્પણ કરવું છે, તેના નામ–સ્મરણથી જરા પણ સ્નેહ–પ્રેમ ઉત્પન્ન ન થાય–હૃદયમાં રહેજ પણ લાગણી ઉત્પન ન થાય, એ શું લગ્ન કહેવાય? લગ્ન એટલે બે મટીને એક થવું–એક બીજાને સર્વસ્વ અર્પણ કરવું અને ગોવર્ધનરામના શબ્દમાં કહું તો "અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી" એજ ખરૂં લગ્ન; બાકી તો જ્યાં વિષયવૃત્તિ કે જે પશુવૃત્તિ છે તેને પોષવાને માટે કે સંતાન ઉત્પન્ન કરવાના યંત્ર ખરીદવાની વૃત્તિથી જે લગ્ન થાય છે તે દૈવિક લગ્ન નથી પણ ખરેખર રાક્ષસ લગ્ન છે. કારણકે:—

> દ્વૈતભાવ દિસે છે માનવ લગ્નમાં, આંતર લગ્ને શુદ્ધ અભેદ પમાય જો,
> વિભવ ભોગ વધે છે માનવ લગ્નમાં, વધતા સાથે કામ રતિના તંત્ર જો.
> આંતર લગ્ને દેહાધ્યાસ ટળી જતો, દંપતિજીવન મુક્તિકેરો મંત્રજો.

વધુ શું કથું? મારા દેહલગ્ન થવાની તૈયારી થઇ, ભાવિ પતિની પધરામણી થઇ, વાજીંત્રો વાગ્યાં અને મ્હને વધારે ફાળ પડી, જોકે મ્હારો હસ્ત ગ્રહણ કરનારની ઉમ્મર હું પ્રથમ જણાવી ગઈ તે પ્રમાણે માત્ર ૬૪ વર્ષની હતી. મ્હારી ત્રણ બ્હેનો (શોકયો) ને સ્મશાનમાં પધરાવી ચોક પુરવા માટે તે મ્હને લેવા આવ્યા હતા, છતાં મ્હારા મનમાં એમ ધારણા હતી કે તેમનું શરીર કાંઇક

વ્યવસ્થિત હશે–કાંઇક દેખાવડું હશે! પણ જ્યારે તે તોરણ છબવાને આવ્યા અને મ્હેં યુક્તિપૂર્વક તેમનાં દર્શન કર્યા, ત્યારે તેમની સ્થિતિ એવી હતી કે કદાચ કોઇ મ્હારો કટ્ટો દુસ્મન હોય તો તેના મનમાં પણ આ પ્રસંગે એમ તો અવશ્ય થાયજ કે: " દ્રવ્યલોભી રાક્ષસ માતપિતા આ નિર્દોષ પુત્રીનાં લોહી માંસનાં ભૂખ્યાં બની વૃદ્ધ સાથે લગ્નથી જોડીને તે લગ્નરૂપી યંત્રમાં પીલવાનું કામ કરે છે. ધિક્કાર હો તે વડિલોને અને હજારો ધિક્કાર હો આ વૃદ્ધને કે જે લાકડાંમાં જવાની તૈયારીરૂપ છે, તેવામાં નિર્દોષ બાળાનો ભવ બગાડવામાં આવ્યો છે ! "

આવા વિચારથી ઘણા લોકો મ્હારી દયા ખાવા લાગ્યા. તેઓ બિચારા બીજું શું કરી શકે ? જ્યારે રક્ષકો જ ભક્ષકનું કામ કરે ત્યારે બીજાનો ઉપાય શો ? ચોરી બંધાણી અને વરરાજા પધાર્યા ત્યારે મ્હારા મનનો ક્ષોભ, મનનું દુઃખ હું તથા પરમાત્મા સિવાય બીજું કોઇ સ્હમજી શકે તેમ ન હતું. કોઇ વિદ્વાને કહ્યું છે તે ખરૂં જ છે કે:—" દુઃખ અને દર્દ ભોક્તા સિવાય મૂળ સ્વરૂપમાં અન્ય કોઇ સ્હમજી શકતું જ નથી. " એ કથન તદ્દન સત્ય છે. મ્હારા મનમાં અનેક તરંગો થવા લાગ્યા: " અમે એવો તે પ્રભુનો શો અપરાધ કર્યો છે કે પ્રભુએ અમને સ્ત્રીઓ બનાવી. અમારા કરતાં પશુ પણ કાંઇક સ્વતંત્ર હોય છે. એ પશુથી પણ અમ સ્ત્રીવર્ગ હલકો ! અમારાથી કાંઇ બોલાયજ નહિ. અમને જેમ દોરે તેમજ દોરાઇ જવું. એક પુરૂષને સ્ત્રી લાવવી હોય ત્યારે ' આ તો કાળી છે, આ તો બાડી છે, આ તો આવી છે ને તેવી છે ' એમ કરીને અનેક બાળાઓને જોઇ તપાસીને પસંદ પડે ત્યારે લગ્ન–સંબંધ જોડે છે, ત્યારે અમારા જેવાને પતિના સંબંધમાં કાંઈ પણ તપાસ કરવાનો–

જોવાનો પ્રથમથી અધિકાર જ નહિ ! અમને જેની સાથે વળગાડે, પછી તે ભલેને ગમે તેવો દુરાચારી હોય કે અમને ખાટમાં હોમીને રામશરણ થવાની તૈયારીમાં હોય, ગમે તેમ હોય પણ અમને તો કહેવાતા વાલીઓએ આપ્યો તેને પ્રભુ તરીકે માનવોજ જોઈએ. જેને જોઈને અમારૂં હૃદય બળી જાય, જેની પત્ની તરીકે ગણાવામાં અમને શરમ આવે, જેના દર્શનથી અમને હૃદયના સ્નેહપૂર્વક ભેટવાનું મન થવું જોઇએ, તેના બદલે સામો ખેદ થાય, તેઓ નજીક આવે તો અમને પોતાને તેમનાથી દૂર ખસવાનું મન થાય, એવા સાથે અમારૂં જીવન જોડનાર શું સમજતાં હશે, તે કાંઈ સમજાતું નથી! અરેરે ! અમારા હૃદયના ભાવને ન સમજી શકે, અમારી અભિલાષાને જાણી ન શકે તો પૂરવાની તો વાતજ કયાં કરવી? તેવાઓ સાથે અને જેઓ ચામડાપર મોહાંધ બન્યા હોય તેવા જડ હૃદયના પુરૂષો સાથે અમારૂં જીવન જોડી આપનારને અમારા દુઃખથી બળતા હૃદયનો ખ્યાલ કયાંથી જ આવે? ન જ આવે, એ સ્વાભાવિકજ છે. લાગણીવાળા હોય તેજ અન્યની લાગણી ઓળખી શકે. જડહૃદયીઓ શું ઓળખી શકે? અમારે તો દેખવું અને દાઝવું એજ! ”

વિચાર આગળ લંબાતા અટકયા અને મ્હારા નામની બૂમ પડી. ગોર મહારાજાએ “કન્યા પધરાવો” કહી હાકલ મારી અને મારો દેહ ડામચીઓ શણગારી ચોરીમાં લાવ્યા અને બાજઠ પર બેસારી. તે વખતે મને મ્હારા ભાવી પતિને–પ્રાણપ્રિયને જોઇને હૃદયમાં લાય થઈ, હૃદય ભડભડ બળવા લાગ્યું અને જાણે થયું કે અહીંથી ઉડી જઉં, ન્હાસી જઉં, કુવે પડું કે જેથી જીવનનો અંત આવે. અનેક તર્કવિતર્ક થયા, પણ માત્ર એક લજ્જા, હા! લજ્જા, રાક્ષસણી લજ્જાએ મને આડી આવી અને હૃદયશુન્ય પથ્થરની

પૂતળી માફક બેસી રહી ! જેમ એક યંત્રને તેનો માલીક ફેરવે, જેમ ગોડીઆ માંકડાને નચાવે, તેમ હું ગોર મહારાજ અને બીજા વડિલો કહેતા તેમ કરતી–ક્રિયા કરતી પણ તે ક્રિયામા મારૂં મન ન હતું. માત્ર દેહજ ક્રિયા કરતો. જે વખતે મારો હાથ મારા પતિના હાથમાં આવ્યો તેજ વખતે શ્રીયુત ગોવર્ધનરામભાઇના 'સ્નેહમુદ્રા' નું આવાજ પ્રસંગનું એક કાવ્ય કે જે મને મારાં શિક્ષિકાએ શીખવાડયું અને સમજાવ્યું હતું તે યાદ આવ્યું. તે કાવ્ય હું આખુંય મ્હારા મનમાં બોલી ગઇ અને જાણે મ્હારા વડિલને હું સંભળાવતી હોઉં, તેમ મનમાં ગણગણી. તે કાવ્ય આ હતું—

### હરિગીત.

હું ન્હાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી,
પણ હાય હિન્દુનાણે લલાટ લખ્યા ન લેખો જાણતી.
શૈશવ વિષે કર પીડીયો અજ્ઞાત એક "વૃદ્ધ" જને.

× × × × ×

તાતે કહ્યું: "તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે,
"પ્રિય પતિ ગણી એ સાથ તારો જીવ જોડી રાખજે."
હું બોલી: "કાન્ત ગણાય છે ઉર વારિધિના ચંદ્રમા,
"મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના?
"સન્મિત્ર થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશેજ તે–
"મમ ચિત્તનો, તો શીખવો પ્રિય તાત કયમ મુજ કાન્ત એ?
"તમ પાસ ભણતાં હું ભણી મન જોડવા વિધિ હાથમાં,
"વિકસેજ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં,
"સંસાર માંહી પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે,
"એ એકથીજ થતા પ્રવાસ વિષે વળી કહ્યું છે જ એ.
"એ મિત્રતાનો હેતુ પણ રસ ઐક્ય વિણ નહિ મિત્રતા,

"નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળીપર સ્થિરતા;
"રસ ઐક્ય વિણ મન ઐક્ય નહિ–એ સૂત્ર શીખવ્યું તે દિને.
"મન ઐક્ય વિણ નહિ મિત્રતા પ્રભવે, ગુરુજી કો રીતે.
"સ્ત્રી પુરુષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે,
"ઘણી વાર આપની પાસથી મ્હેં વાત એનુંજ જાણ્યું છે,
"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી,
"વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
"સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ,
"સ્ત્રી પુરુષની તેથીજ સહુમાં મિત્રતા ઉત્તમ કહી;
"એ મિત્રતા વા સ્નેહ કહો તે હાર્દ દમ્પતી સ્નેહનું.
"રસ ઐક્યથી ઉત્પન્ન થઈ રસ ઐક્યનેજ વધારતું."

ઉપરના શબ્દો બોલતાં ગણગણતાં હું ચમકી. અચાનક ભાન આવ્યું. ક્યાં એ પંડિત પિતા અને ક્યાં આ દ્રવ્યલોભી–સ્વાર્થાન્ધ પિતા? વિદ્વાનોએ ખરૂંજ કહ્યું છે કે "**स्वार्थान्धो नैव पश्यति**" સ્વાર્થમાં અંધ બનેલો મનુષ્ય ગમે તેનું ખૂન કરવા તૈયાર થાય છે. જ્યાં એકાંત મોહ ભાવનાજ હોય–સ્નેહ કે પ્રેમનો જ્યાં અંશ પણ ન હોય ત્યાં પોતાના માનેલા સુખની તૃપ્તિ અર્થે અન્યનું સર્વસ્વ લુંટી લેવા જેવું ઘાતકી કામ કરતાં એ વજ્રહૃદયીઓને સ્હેજ પણ ત્રાસ નજ થાય એ સ્વાભાવિક છે. અસ્તુ.

સ્નેહના અભાવે દેહલગ્ન થયાં. એક વખતની કુમારી તે હવે પત્ની બની અને તે પણ સમવયી સાથે કે સ્નેહી હૃદયવાળા સાથે નહિ; પણ સવા બે વીસુંના તફાવતવાળા ઉમ્મરના ગૃહસ્થની અને શુષ્ક હૃદયના પુરુષની સાથે મ્હારો દેહસંબંધ જોડાયો. હૃદય તો ન ઢળ્યું તે નજ ઢળ્યું. આમ થવાથી કદાચ પાપિણી કરી હોઇશ, પણ

શ્રીયુત ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહું તો " મન જોડવા વિધિ હાથમાં " ત્યાં મ્હારો શો ઉપાય ? વિધિને ફેરવવાની મારામાં તાકાત પણ કયાંથી હોય ? લગ્નનું કામ પત્યું. પતિ–પત્નીને વિદાયગીરી મળી. હું પિયરથી પતિગૃહે આવી અને હવે હું ગૃહિણી તરીકે કેવી રીતે જીવન ગુજારવા લાગી તે કહું ? મ્હારે જે કહેવાનું છે, તે તો હજુ બહુ પાછળ છે. આ તો હજુ મ્હારી પૂર્વ કર્મ–કથા છે. વીતક વાર્તા તો હજુ હવે આવે છે અને તે જાણવાનું ધૈર્ય વાચકને રાખ્યાવિના છુટકો નથી. હું ખાત્રીથી કહું છું કે જ્યારે વાચક મ્હારી વીતક વાર્તા જાણશે ત્યારે જો હૃદય વજ્રથી અધિક કઠણ નહિ હોય તો જરુર આંખમાંથી–હૃદયમાંથી અશ્રુપ્રવાહ વહેશેજ વહેશે.

## પ્રકરણ ૪ થું.

### મજુરણ દશા અને વિધવાપણું પ્રાપ્ત.

પતિગૃહે આવ્યા પછી માત્ર એકજ અઠવાડીઉં આનંદ–કહે· વાતા આનંદમાં પસાર થયું. અઠવાડીઆસુધી તો કુટુંબમાં માન અને સત્કાર થયો, પણ પછી તો નણંદ કે જે હજુસુધી હયાત છે, તેમણે પોતાનો દાબ–પ્રભાવ મ્હારા પર પાડવા માટે અનેક જુસ્સા- થી ભરેલા હુકમો કરવા માંડયા. ઘરનું તમામ કામકાજ મ્હારે શીર આવી પડયું. સવારથી સાંજસુધીના તમામ ગૃહકાર્યમાં અન્ય કોઇ પણ મ્હને સ્હાય કરતું નહિ. પતિ, નણંદ અને મ્હારા પહેલાંની સપત્નીનો એક અપંગ પુત્ર અને બીજાઓનાં મન રાજી રાખવા ઘરનું તમામ કામકાજ મ્હારે કરવું પડતું, તેમાં જો કોઇની ઇચ્છા પૂર્ણ થવામાં સ્હેજ પણ વાર લાગતી તો મ્હારે અનેક વાક્–પ્રહરો સાંભ-

જાવા પડતા. મ્હારે પોતાનેજ સાંભળવું પડતું હોત તો જાણે ઠીક છે, પણ મ્હારી નજીવી ભૂલને ખાતર કે તેમની ધારેલી ઇચ્છા પૂર્ણ થવામાં વાર લાગતી તો મ્હારા પિયર પક્ષનાં માતપિતા ભાઈઓ વગેરેને અયોગ્ય વચનો સાંભળવાં પડતાં અને દરેક ઠપકાની શરૂઆતમાં 'રાંડ' શબ્દ તો હોયજ. 'રાંડ નભાઈ,' 'રાંડ નબાપી,' 'રાંડ કુતરીના પેટની,' 'રાંડ બ્હાલામુઇ' ઇત્યાદિ અનેક કટુ વાક્યો શ્રવણ કરતી; અને જ્યારે તે સહન થતાં નહિ, ત્યારે એકાન્તમાં છાની છાની રડતી, કારણકે મ્હારૂં દુઃખ કોઈ સાંભળી કે સ્હમજી શકે તેમ ન હતું. આર્દ્રતા વિના હૃદયની વેદના કોણ સ્હમજી શકે? પરોઢિયે ચાર વાગે ઉઠતી અને રાત્રીના અગીઆર વાગ્યા પછી સુવાનો વખત મળતો. દિવસમાં કે રાત્રીમાં પ્રભુસ્મરણ કરવાનો કે ક્યાંયથી જ્ઞાન પ્રાપ્ત કરવાનો જરા પણ સમય મળતો નહિ. જાણે એક વેચાતી મજુરણ કે ગુલામડી ખરીદી હોય તેવી રીતે મ્હારી સાથે ઘરનાં તમામ માણસો વર્તતાં હતાં. અતિ પરિશ્રમથી મ્હારી શારીરિક પ્રકૃતિ ઘણી વાર બગડી આવતી અને જ્યારે કોઇ કામ મ્હારાથી ન બનતું, ત્યારે "એ તો રાંડ ઢોંગ કરે છે, કામ કરતાં બળ પડે છે, રાંડને ગળચવાને (ખાવાને) તો બધુંએ જોઇએ છીએ– એમાં તો ક્યાંયે મંદવાડ જણાતો નથી અને કામ કરવું પડે છે, ત્યારે રાંડને તાવ આવે છે." ઇત્યાદિ વચનોથી મ્હારી સેવા થતી! બીજી તરફથી તો શાન્તિ કે આશ્વાસનની આશા ન રાખી શકાય, પણ મ્હારા ભાગ્યમાં તો પતિનું આશ્વાસન લખ્યું ન હતું. એથી હું વારંવાર હૃદયથી પોકારતી કે "હાય! હિન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી." વળી "નરજાત સુખી હશે અહીં કદિ મ્હાલતી સ્વચ્છંદથી" "પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ."

શું અમારૂં જીવન આવુંજ નિર્માણ થયું હશે ? બીજાઓ તો અમારા માટે જાણે એમજ જાણતા હોય, કે સ્ત્રી દેહમાં આત્માજ ન હોય ! અમે તો કોઇ વિજળીક શક્તિથી ચાલતું યંત્ર હોઇએ એવી રીતે અમારી સાથે વર્તવામાં આવે. અમ જાત સાથે નહિ દયા, કે નહિ લાગણી, નહિ કાંઇ સદ્દભાવ કે નહિ આશ્વાસન. અમારે તો મૃત્યુ અવસ્થા એજ જીવન ગુજારવું ને પત્થર હૃદયના થઇને જીવવું. અમને ખાવાને અપાય તે અમે વધુ કામ કરી શકીએ, એટલા માટે. નહિ કે અમો પણ મનુષ્ય તરીકે ઘરમાં હકદાર છીએ. મ્હને ઘણી વાર સારાં સારાં લુગડાં અને ઘરેણાં પહેરવાને મળતાં, પણ તેનાથી મને આનંદ થવાને બદલે હૃદયમાં ઝાળ સળગતી, કારણકે મ્હને જે વસ્ત્રાભૂષણ પહેરાવતા તે મ્હારા આનંદને માટે નહિ, પણ પોતાના ઘરની શ્રીમંતાઇ બતાવવા માટેજ આ દેહ ડામચીઓ શણગારવામાં આવતો અને તેથીજ મ્હને બહુ ખેદ થતો, દુઃખ થતું; ઘરની મજુરી કરતાં નણંદનાં અને બીજા ઘરનાંનાં મ્હેણાં સાંભળતાંએ હું આનંદમાં રહી શકત, માત્ર એકજ જો મ્હારા પ્રિય પતિના તરફથી સ્નેહપૂર્વક આશ્વાસન હોત તો. પણ તે તો ક્યાંથીજ હોય ? જેણે મ્હારા પૂર્વની મ્હારી બ્હેનોને વિસારી દીધેલી હોય અને જેના હૃદયમાં વૃદ્ધ ઉમ્મર થવા છતાં વિષયલાલસાજ સળગતી હોય તેના તરફથી સ્નેહની આશા રાખવી, એ પાણી વલોવી માખણની આશા રાખવા જેવી વાત હતી. પ્રિય વાચક ! હૃદયના દાહથી બળતી અને સાંસારિક સુખથી લગભગ નિરાશ થએલી હું મ્હારી કર્મકથા કહેતી વખતે મૂળ વિષયથી જરા દૂર ખસી જઉં છું, પણ તેમ કરવામાં હું ક્ષમાને પાત્ર છું, કારણકે હૃદયની વેદના જેણે અનુભવી હોય તેજ હૃદયયાતનાને સ્હમજી શકે છે અને તેઓ તરફથી તો

તિરસ્કારને બદલે આશ્વાસન પ્રાપ્ત કરવાની આશા રાખી શકું તો તે ખોટું નથી. હું એમ કહેવા નથી માગતી કે અમને પાટલે બેસારીને પૂજો, અમારા હુકમ સિવાય કાંઇ કામજ થાય નહિ, વસ્ત્ર અને આભૂષણોથી અમને શણગારી, કેડે કુંચીનો ઝુડો લટકાવી, હાથમાં ઉડતો રૂમાલ લઈ સ્હેલ કરવા-ફરવા ઘો, પતિની આવક થોડી હોવા છતાં અમારે તો અમારી માગેલી વસ્તુ જોઇએજ એવું એવું કરવાની કે કહેવાની મ્હારી ઇચ્છા નથી; પણ અમે સ્ત્રીજાતિ સ્નેહભીના હૃદયવાળી હોઇએ છીએ, અર્થાત્ અમે સ્નેહભૂખી છીએ. અમને ભલે ખાવાને સુકો રોટલો મળે, પહેરવાને જાડું અને હલકું વસ્ત્ર મળે અને આખો દિવસ મજુરની માફક કામ કરવું પડે, એ બધુંએ અમે આનંદથી સ્વીકારીએ, માત્ર જો એક પતિના પ્રેમભર્યા શબ્દથી અમને આશ્વાસન મળતું હોય તો. પતિ એ અમારા દેવ છે, પ્રભુ છે. એ પ્રભુ તરફથી એક પ્રેમભરી દૃષ્ટિજ અમારા સર્વ દુઃખને ભુલાવવાને બસ છે. સ્નેહભર્યું એક વચન અમને સ્વર્ગસુખથી અધિક છે. મ્હારા નસીબમાં એમાંનું કાંઇ ન હતું. જેમ ઘરનાં અન્ય મનુષ્યો મ્હને નોકર તરીકે માનતા, તેમજ મ્હારા પતિદેવ મ્હને એક વિષયનું સાધન માનતા. આવી ભાવનાથી જ્યારે તેઓ મ્હને સ્પર્શતા, ત્યારે મ્હને લુખા હૃદયના સાક્ષાત્કારથી કેવું દુઃખ થતું હશે તેનો ખ્યાલ પ્રિય વાંચનાર તુંજ કરી લેજે! હું શું કહું? ગ્રામ્ય કહેવત પ્રમાણે "મન વિનાનું મળવું અને ભીંત સાથે અથડાવું" બન્ને બરાબર છે. આવી સ્થિતિમાં મ્હારા દિવસો જતા હતા અને આયુષ્યનાં વર્ષો ઓછાં થતાં હતાં. જોકે મ્હારી જીવનસ્થિતિ સુખમય ન હતી, છતાં હું સૌભાગ્યનું સુખ તો ભોગવતી હતી. તેમાં કાંઇક પ્રભુની કૃપા થઇ અને એક પુત્ર થયો. જોકે પુત્રની પ્રાપ્તિથી

સૌ કોઇને આનંદ થાય એ સ્વાભાવિકજ છે અને મ્હને પણ આનંદ થયો, પણ મ્હારો એ આનંદ લાંબો સમય પ્રભુને ગમ્યો નહિ અને મ્હારે માથે સદાનું મહાન્ દુઃખ આવી પડ્યું. એ દુઃખની વાત કર્યા પહેલાં વચમાં જરા એક વાત કરી લઉં. તે વાત એ છે કે સંતાનો માટે પુરૂષ અને સ્ત્રી અનેક પ્રકારની બાધા, આખડી, તેમજ પ્રયત્ન કરે છે અને કાંકરાની માફક દ્રવ્ય ઉડાડે છે. તેજ સ્ત્રીને જ્યારે ગર્ભ રહે છે, ત્યારે જો સુશિક્ષિત–સુહૃદયી કુટુમ્બમાં તે સ્ત્રી હોય છે, તો કાંઇક તેની માવજત અને રક્ષણ થાય છે. પણ જ્યાં સ્ત્રીની કાંઇ કિંમતજ નથી એવા સ્થળે સ્ત્રી સગર્ભા હોય કે અગર્ભા હોય, પણ દરેક રીતે તેઓને મજુરણ દશાજ ભોગવવાની હોય છે. ઘણી વખતે શાસ્ત્ર શ્રવણ કરતાં અને ઉપદેશ શ્રવણ કરતાં મ્હેં સાંભળ્યું છે કે ગર્ભવતી સ્ત્રીને ઘણા નિયમો પાળવાના છે. જેવા કે;—બહુ હસવું નહિ, રડવું નહિ, ક્રોધ કષાય કરવા નહિ, મનને હંમેશાં આનંદમાં રાખવું, ખોરાકમાં અતિ તીખું, કડવું, કટાએલું, ખાટું, ગળ્યું વગેરે ખાવું નહિ, વિષયસેવન સર્વથા ત્યાગવું, શરીરને કષ્ટ પડે એવું એક પણ કામ કરવું નહિ, વગેરે અનેક નિયમો પાળવાના છે. જો એવા નિયમો પાળવામાં નથી આવતા તો ગર્ભવતી સ્ત્રીને અને ગર્ભસ્થ બાળકને દુઃખદાયક પરિણામ ભોગવવું પડે છે. વાયુવાળા પદાર્થો ખાવાથી ગર્ભ કુબડો, આંધળો, જડ તથા વામન રૂપ થાય છે. પિત્તવાળા પદાર્થો ખાવાથી પીળો તથા ચિત્રોવાળો થાય છે અને કફવાળા પદાર્થો ખાવાથી પાંડુ રોગવાળો થાય છે. અતિ ખારૂં ખાવાથી આંખનો નાશ થાય છે, અતિ ઉનું બળને હરનારૂં છે, અતિ ઠંડું પવનને કોપાવવાવાળું છે. વિષયસેવનથી ગર્ભનું જીવિત હરાય છે. વળી સ્ખલના પામવી, પડી જવું, દોડવું,

અથડાવું, વિષમ જગોપર સુવું, ઉપવાસ કરવા, લુખા, તીખા, કડવા પદાર્થો ખાવા, અતિ રાગ કરવો, અતિ શોક કરવો, અતિ શ્રમ–મહેનત કરવી, ઉજાગરા કરવા ઇત્યાદિ અનેક પ્રસંગો ગર્ભને હાનિ કરનારા અથવા ગર્ભનો સમુળગો નાશ કરનારા અને ગર્ભાશયના દર્દને વધારનારા છે; પણ આવી બાબતનું ભાન–જ્ઞાન અમ સ્ત્રીજાતિને ભાગ્યે જ હોય છે. પોતે અજ્ઞાન હોય પણ અન્ય કોઈ સ્હમજુ માણસ ગર્ભને સાચવવાની રીતિ સ્હમજાવે તો " એમાં શું ? " " એમ ગર્ભને શું થઈ જતું હતું ? " વગેરે માન્યતાથી તેની અવગણના થાય છે. મ્હારી દશા પણ લગભગ એવી જ હતી. ગર્ભના રક્ષણને અર્થે ઘરનાં કોઇને કાળજી ન હતી. પરોઢિયાના ચાર વાગ્યાથી તે રાત્રીના અગ્યાર વાગ્યાસુધી એક ઘડી વાર પણ પગ વાળીને બેસવા વારો ન આવતો. હું આગળ જણાવી ગઈ છું તેમ ઘરનું દરેક કામ મ્હારે જ કરવું પડતું, તેમજ વિષયલુબ્ધ પતિને હું અનેક વાર વિનવી થાકી કે હવે તો મને પાંચ–છ મહિનાનો ગર્ભ થયો છે, તો હવે મનોવૃત્તિને જરા કબજામાં રાખો, પણ સઘળું વ્યર્થ. આવી સ્થિતિમાં દિવસો ગુજારતી હતી. ખાવાને માટે અનિયમિત મળતું, પથ્ય ખોરાક તો ભાગ્યે જ મળતો. કોઇ વખતે અતિ ઠંડું તો કોઈ વખતે એકદમ ઉનુંજ હોય અને તે પણ નિરાંતે ખાવાનું હોય જ નહિ. આવી સ્થિતિમાં અમો ગર્ભનું રક્ષણ–યોગ્ય રક્ષણ કેવી રીતે કરી શકીએ ? પુત્રોને ઉચ્ચ સંસ્કારોવાળા અને દેવકુમાર જેવા પરાક્રમી, શૌર્યવાન અને સૌન્દર્યવાન કેવી રીતે બનાવી શકીએ ? તે વાંચનારે જ વિચારી લેવું. અતિશ્રમના યોગે મ્હને ઘણી વખતે પીડા થતી, વખતો વખત તાવ આવતો, ઉલટી વગેરે થતી, આવી સ્થિતિ હોવા છતાં નણંદ વગેરે તરફથી તો એમ જ કહેવાતું કે " રાંડને કામ કરવું પડે છે

એટલે ઢોંગ કરે છે.” એવાં અનેક પ્રકારનાં વચનો શ્રવણ કરવાં પડતા. મ્હારાથી બનતું કામ કરતી અને જ્યારે કોઇ પણ રીતે બની શકે તેમ ન હોય, ત્યારે લોથ જેવી થઇને પડતી અને વખત મળતાં એકાન્તમાં રડતી. કહેવત છે કે “ અબળાનું જોર આંસુ ” એ પ્રમાણે મ્હારૂં જીવન હતું. આવી રીતે સુખે કહો કે દુઃખે કહો પણ ગર્ભના નવ મહિના પુરા કર્યા અને યથાસમયે પુત્ર જન્મ્યો. જો કે આત્મા તો પુરૂષમાં અને સ્ત્રીમાં સરખો જ છે, છતાં કોણ જાણે કયા કારણથી પુત્રજન્મથી બીજાને તો હર્ષ થાય, પણ જન્મ આપનારી માતાને એ હર્ષ થાય અને પુત્રીજન્મથી બીજાની સાથે જન્મ આપનારી માતાને પણ શોક થાય છે. આ કેવી અજ્ઞાનતા છે તે હું સ્હમજી શકતી નથી. ઘણા કહે છે કે પુરૂષ વધુ પૂન્યવાન છે અને સ્ત્રી એ ઓછા પૂન્ય-વાળી છે. આમ ઘણા ત્યાગીઓ અને ધર્મના જાણનારાઓ કહે છે, પણ મ્હને એ વાત બરાબર ઠીક લાગતી નથી, કારણકે પૂન્યનું બંધન કે પાપ-નું બંધન દેહ સાથે નથી પણ આત્મા સાથે અને મન સાથે છે. સ્ત્રીના દેહમાં આત્મા આવ્યો એટલે એનાં પૂન્ય ઘટી ગયાં, અથવા વધુ પૂન્ય હોય તોજ પુરૂષપણું મળે અને ઓછું પૂન્ય હોય તો સ્ત્રી-પણું પ્રાપ્ત થાય, એ વાત કેમ માની શકાય ? કારણકે જેને વધુ-માં વધુ પૂણ્યવાન માનોછો એવા પુરૂષરત્નોની ઉત્પત્તિસ્થાન તો સ્ત્રી જ કે બીજું કોઈ ? રત્નાકર કે રત્નની ખાણમાંથી રત્નો મળે છે, એ કોણ નથી જાણતું ? અને એટલા માટે જૈન શાસ્ત્રકાર શ્રી વીર પ્રભુએ સૂત્રોમાં સ્ત્રીને **रयणकुखधारिणी** કહી છે, એ શું અસત્ય છે ? ના, પ્રભુનું કથન અસત્ય હોય જ નહિ. મ્હને તો સ્ત્રી-પુરૂષ, પુત્ર-પુત્રીમાં ભેદ રહેવાનું કારણ માત્ર સ્વાર્થાન્ધ વૃત્તિ જ જણાય છે. સહુ કોઇ સ્હમજે છે કે પુત્રી એ વહેલી મોડી પણ પર-

ઘેર જ જવાની છે અને આપણે તેના માટે જેટલું ખર્ચ કરીએ તે બધુંએ લગભગ વ્યર્થ છે. અને પુત્ર તો આપણને કમાઇ ખવરાવશે, અને આપણી ભવિષ્યમાં સેવા કરશે. આવી ભાવનાથી પુત્રના માટે અનેક પ્રકારનું ખર્ચ થાય છે. પછી ભલેને પુત્ર પિતા–માતાને લાકડીઓના પ્રહાર કરે એનું કાંઇ નહિ અને કદાચ પુત્રીના ઘરના જ પૈસે કે પુત્રીના જ પૈસે પિતાનો ગૃહવ્યવહાર ચાલતો હોય! ટૂંકમાં અત્યારે પુત્ર–પુત્રી વચ્ચે ઘણોજ ભેદભાવ રાખવામાં આવે છે, એ ઇષ્ટ નથી. પિતાએ અને માતાએ તો સંતાનો ઉપર એકસરખો પ્રેમ ભાવ રાખવો જોઇએ. જેટલે અંશે ન્યૂનાધિકપણું રખાય, એટલે અંશે પ્રભુનાં તે ગુન્હેગાર છે. મ્હને પુત્ર જન્મ્યો તેથી જોકે સર્વને અને મ્હને આનંદ થયો, પણ સુવાવડ વખતે રખાતી સંભાળ અને કરાતી આવજાત એવી તો ખેદકારક હતી કે તે દુઃખને વર્ણવવા બેસું, તો એક ન્હાનું પુસ્તક તૈયાર થાય. બાકી એ વખતનું દુઃખ કાંતો જ્ઞાની જાણે ને કાંતો અનુભવી જાણે. વિદ્વાનોએ કહ્યું છે તે સત્ય છે કે;—

પ્રસુતા કેરી પીડ પરમ તે, પ્રસુતા નારી પિછાણે;
વિજન વાંઝણીને શી તેની, વીતી હોય તે જાણે.

બસ, એટલામાં બધુંએ આવી ગયું. સુવાવડના દિવસો સુખે દુઃખે પુરા થયા અને આયુષ્યના પ્રબળપણે ફરી હરતી ફરતી થઇ અને જે ગૃહકાર્યની ધુંસરી થોડા દિવસના માટે ઉતારી હતી, તે પછી ફરી આવી પડી. પ્રથમની માફક જ ગૃહકાર્યમાં જોડાઇ. બાળકને સાચવવું અને ગૃહકાર્ય અવિશ્રાન્તપણે કરવું, તેથી મ્હારી તબીયત બગડવા લાગી. તેમાં ખોરાક જોઇએ તેવો અનુકૂળ મળતો ન હોવાથી ઉદરવ્યાધિ ઉત્પન્ન થઇ. એ વખતે તો અસહ્ય દર્દ

કાયમનું ઘર કરી ગયું, કે જેને આજે ૧૮—૧૯ વર્ષ થયાં છતાં શાન્ત થતું નથી. સ્થિતિ રહી સાધારણ એટલે હવે અત્યારે છૂટથી પૈસાનો વ્યય થાય નહિ અને તે દર્દ જાય તેવો સંભવ નહિ. મ્હારી તે વખતની વ્યાધિ વધવા લાગી અને હું પીડાવા લાગી, તેથી મ્હેં પીએર જવાની ઇચ્છા જણાવી, પણ તે ઇચ્છા પૂર્ણ થયા પહેલાં મ્હારે માથે સદાયનું દુઃખ આવી પડયું; તે એ કે દુઃખના વખતમાં પણ હું સૌભાગ્યના સુખથી સુખી છું એવી માન્યતાથી મન વાળતી હતી એ સૌભાગ્યનું સુખ દુર થયું. મ્હારા પતિદેવ એક આઠ નવ મહિનાના ન્હાના બાળકને મૂકી મ્હને નિરાધાર અને રડવડતી મૂકી, થોડા દિવસની માંદગી ભોગવી સદાને માટે આ દુનિયામાંથી પ્રયાણ કરી ગયા. એક તો હું દુઃખી હતી જ તેમાં પ્રભુએ સંતાનનું કાંઇક સુખ આપ્યું અને મનને સુખી—આનંદ માનવાનો સમય આવ્યો, તે કુદરતને ન ગમ્યું, અને મને વિધવા બનાવી. જ્યાં હજુ તેમની ઉત્તરક્રિયા પુરી ન થઇ, ત્યાં મ્હારાં એક નણંદ કે જે અમારી સાથે જ રહેતાં, તે પણ પરલોક પ્રયાણ કરી ગયાં. હવે ઘરમાં રહ્યાં હું અને મ્હારો ન્હાનો પુત્ર કે જેની ઉમ્મર માત્ર ૧૦ મહિનાની હતી. સ્થિતિ ગરીબ—સાધારણ, આબરૂ મ્હોટી એટલે વ્યવહાર કેમ ચલાવવો એ ચિન્તા થઇ પડી. મ્હારા પિયરથી મ્હારા ભાઇઓ અને મ્હારા મામા વગેરેએ આવી મને કેટલીક સહાય કરી—સવડતા કરી આપી. પણ એથી કાંઈ મ્હારૂં જીવન, આર્થિક જીવન, વ્યવહારૂ જીવન સુખરૂપ ન થયું. બાળકને ઉછેરી મ્હોટો કરવો અને પોતે પોતાની કમાણી કરતો થાય એટલી ઉમ્મરે પહોંચે ત્યાંસુધીની સઘળી ચિન્તા મ્હારા શિરપર આવી પડી.



# પ્રકરણ ૫ મું.

## વહેમી લોકો અને આશ્વાસનનો અભાવ.

વ્યવહારમાં કહેવત છે કે દુઃખનું ઔષધ દહાડા, એટલે કે જેમ જેમ દિવસો વ્યતીત થતા જાય છે, તેમ તેમ પ્રાણી માત્રમાં દુખને સહન કરવાની શક્તિ વધતી જાય છે, દુખ સહન કરવાની ટેવ પડી જાય છે. મ્હને પણ એમજ થયું. વિધવા થયાને વર્ષ દિવસ વીતી ગયું અને બીજા દિવસો પણ વીતવા લાગ્યા. થોડો વખત પિયેર રહી આવી પછી પાછી મ્હારા ઘેર આવી અને સામાન્ય જીવન ગુજારવા લાગી. જો કે દિવસો વીતવાથી દુખ ઓછું થવા લાગ્યું ખરૂં પણ અંતરનો ઘા રૂઝાયો નહિ, કારણકે મ્હને કોઇ આશ્વાસન આપે એવું ન હતું. લોકો દયા દયાનો પોકાર કરે છે, પણ ખરી દયા—વાસ્તવિક દયા સ્હમજતા હોય તેમ હું તો માનતી નથી. રસ્તા વચ્ચે ખળખામાં એક માખી પડી હશે, તો કહેવાતા દયાળુઓ તેને તેમાંથી બહાર કાઢી પાણી કે કોઇ સાધનથી તેની પાંખો વગેરે સાફ કરી તેને ઉડતી કરવા પ્રયત્ન કરશે. કદાચ નહિ ઉડી શકતી હોય તો હાથમાં લેઇ તેને ગરમી આપવા માટે ફુંક મારશે! આમ દરેક રીતે તેનો બચાવ કરવા પ્રયત્ન કરશે. બોકડા ઘેટાંને પંપાળીને તેનાપર હેત કરશે, પણ મનુષ્ય હૃદયના ઘા રૂઝવવા—તેમાં પણ સ્ત્રીજાતિના ઘા રૂઝવવાને કે તેને આશ્વાસન આપવાને કોઇ સ્હેજ પણ પ્રયત્ન કરતું નથી એ કુદરતની બલીહારી છે; કહો કે વિધિના માન-નારાના હિસાબે સ્ત્રીઓનાં નસીબ કહો કે જે કહો તે ભલે કહો, પણ અમને આશ્વાસન આપવાને કોઇ પણ પ્રયત્ન કરતું નથી, એજ આશ્ચર્ય છે! મ્હારા માટે દુખની લાગણી ધારણ કરે અને

મ્હને શુદ્ધ પવિત્ર ભાવથી એવા મીઠા શબ્દોમાં કોણ કહે એમ છે કે—

પિયુએ ત્યજીને કદી દૂર પળે,
જગમાં નવ કોઇ સહાય રહે,
અહા ! તોપણ ના રડજે તું પ્રિયે !
તુજ ભાઇની ઝુંપડલી સ્મરજે !
રમણિ ! રમણિ ! ભગિની ! ભગિની !
મુજ ઝુંપડીમાં સુખ સૌ મળશે,
દુઃખડાં તુજ જ્યાં સુણનાર વસે,
પ્રભુ રાજી રહો તુજ પ્રેમ પરે,
બહુ માણ અનંત યુગો તું પ્રિયે !

કલાપી.

આવી રીતે મ્હને કોઇ કહે એમ ન હતું. મ્હારાં આંસુ લુછ-નાર કોઇ ન હતું. મ્હારે તો હંમેશાં એમજ કહેવાનું હતું કે;—

ઉંડાં દુઃખડાં કોને દેવાં ?
પૂરાં ઘાયલ ક્યાં છે એવાં ?
લાખ મળે છે જેવાં તેવાં,
કહેવાં કોને રે ?

વળી:—

હૈયાના તો તારો તૂટ્યા,
ગાવાના સૂરો એ ખૂટ્યા,
આંખડલીના તારા ફૂટ્યા,
કહેવું કોને રે ?

કલાપી.

બસ, મ્હારો પ્રલાપ તો એજ હતો. મ્હને આશ્વાસન આપનાર હૃદય, હૃદયથી ભેટનાર—મ્હારા દુઃખમાં ભાગ લેનાર કોઈ ન હતું. એથી હું દુઃખી હતી અને એથી ઘણી વાર એકાન્તમાં અશ્રુ સારતી. જ્યારે હૃદયનો ભાર સહન થતો નહિં, ત્યારે તેને હલકો કરવા માટે એકાન્તમાં રડવા સિવાય બીજો ઉપાય પણ શો? જ્યારે રડી રડીને

થાકતી, ત્યારે કોઇ આડોશી પાડોશીને ત્યાં જરા વિશ્રાન્તિ લેવા મનના દુઃખને વિસારે પાડવાને જતી. આથી પણ લોકોએ મ્હને સુખ પડવા ન દીધું. મ્હારા પતિના અવસાન પછી હું પવિત્રજ રહી હતી, મન, વચન અને કાયાથી પણ શુદ્ધ રહી હતી, તોપણ મ્હારી યુવાવસ્થા અને ઘરમાં કોઇ બીજું ન હોવાથી હું પાડોશીને ત્યાં વખતો વખત નિવૃત્તિના વખતે બેસવા જતી હોવાથી લોકો—દુષ્ટ લોકો મ્હારા પ્રત્યે વહેમની નજરથી જોવા લાગ્યા, મ્હારા માટે અનેક તદ્દન અસત્ય અને કલ્પિત વાતો કરવા લાગ્યા અને મ્હારી નિંદા કરવા લાગ્યા, તેમજ હું જે અનાચારની કલ્પના પણ નહોતી કરતી તે અનાચારના પરમાણુઓ મ્હારામાં આરોપણ કરવા લાગ્યા. આથી મ્હને ઘણુંજ દુઃખ લાગ્યું. જે અપવિત્રતાની મ્હને ખબર નહોતી, તેવી અપવિત્રતાનું મ્હને ભાન થયું અને મ્હારા હૃદયમાં વિષયનું વિષ તેથીજ રેડાયું. કેટલીએક હલકા સ્વભાવની સ્ત્રીઓ મ્હને મ્હારે ઘેર આવીને શિખામણ દેવા લાગી કે ત્હારી તો આમ વાતો થાય છે ને ફલાણા તેમ વાતો કરે છે, અમુક માણસ સારો છે અને અમુક આવો ખરાબ છે, વગેરે વાતો કરી પછી મ્હને કહેતી કે, 'તારે કાંઈ કામ હોય તો મ્હને અથવા ફલાણા ભાઇને કહેવું.' જે ભાઇનું તે નામ આપતી, એ ભાઈ તો વળી એવા હતા કે જેના પ્રભાતના પહોરમાં દર્શન થયાં હોય, તો સર્વ પૂન્યનો નાશ થાય અને એકાન્ત પાપથીજ ભરાઇ જાઇએ. એકાન્ત અપવિત્રતાની જ મૂર્તિનું નામ આપવાનું કારણ એ જ કે તે બાઇને અને તેને અતિશય સંબંધ હતો, એટલે મને પોતાની હારમાં લેવાને માટેજ આ યુક્તિ રચેલી. આ બાબતની મ્હને પાછળથી ખબર પડી. પ્રથમ તો તે બાઇની મીઠી વાણીથી ભોળવાઇને તે ભાઇને કામ બતાવવા લાગી અને તે પણ

હરેક કામનો પ્રસંગ કહાડી મ્હારે ત્યાં આવવા લાગ્યો. એમ જ્યાં બે પાંચ વખત આવ્યો ત્યાં તો મ્હારી અતિનિંદા થવા લાગી અને એક હિતેચ્છુએ મ્હને ખરી હકીકતની જાણ કરી અને હું ચેતી. તે દિવસથી જ હું પ્રથમ વ્યક્તિ સાથે પરિચય રાખતી અટકી. જો કે હજુસુધી પણ હું પવિત્રજ રહી હતી, પરંતુ લોકો-વહેમી લોકો-એ મ્હને અપવિત્ર માની લીધી અને જનસમાજનાં પણ અપવિત્ર મનાવી. વહેમ એ ભયંકર ગુન્હો છે. એમ મ્હેં સાંભળ્યું છે. જૈનમાં અઢાર પાપસ્થાનક મનાયાં-કથાય છે, તેમાં તેરમું પાપસ્થાનક "અભ્યાખ્યાન" એટલે તહોમત મૂકવું, અને પંદરમું પાપસ્થાનક "પરપરિવાદ" એટલે નિંદા કરવી. આ બે જ પાપસ્થાનક—અરે! એકજ તેરમું પાપસ્થાનક એવું ભયંકર છે કે તે એક જ પાપસ્થાનકના સેવનથી લગભગ સઘળાં પાપસ્થાનકો સેવવાનું પાપ લાગે છે. તોહમત મૂકનાર માનસિક, વાચિક અને વખતે કાયિક પણ હિંસા કરે છે. તહોમત મૂકનાર જુઠું તો અવશ્ય બોલે જ. ચોરી છુપાવવાપણું તો તેને કરવું જ પડે. માનસિક અને વાચિક વ્યભિચાર તો તે અવશ્ય કરે ને કરે જ! મમત્વ એજ શાસ્ત્રમાં પરિગ્રહ કહેલું છે, એટલે તે પણ હોય જ. ક્રોધ, માન, માયા, અને પોતાની કીર્તિનો લોભ વગેરે વિના તો ચાલે જ નહિ. તહોમત મૂકનાર એકના પ્રત્યે રાગ અને બીજાના પ્રત્યે દ્વેષ તો અવશ્ય કરે. કલહ તો હોય જ. અભ્યાખ્યાન તો પોતે છે. ચાડી તો ચાલુ જ હોય. નિંદા તો મૂળ ગુણ છે—મૂળ લક્ષણ છે. ટુંકામાં સઘળાં પાપસ્થાનકના સેવનનું પાપ—ભયંકર પાપ તહોમત મૂકનાર કરે છે અને ઘણી વખતે મનુષ્ય જાતની હિંસા—આપઘાતના નિમિત્તો એવા નિંદકો અને તહોમત મૂકનારાઓ જ છે, એ નિઃસંશય છે. મનુષ્ય જીવન ધુળમાં મેળવનાર એવા નિંદકો જગતમાં ન હોય તો શું તેવાઓ

વિના આ જગત રંડાઈ પડે છે? પોતાના આત્માને કર્મથી ભારે બનાવી, પ્રભુકોપ વહોરી, નર્કના કીડા બનનારાઓને એ ખ્યાલ ક્યાં-થી હોય, કે તહોમત મૂકવું અને પરનિંદા કરવી એ અધમતમ કૃત્ય છે? જે વખતે લોકો મારા માટે વહેમથી જોવા લાગ્યા, તે વખતે હું તદ્દન પવિત્ર હતી અને ભવિષ્યમાં પવિત્ર જ રહેવાની ભાવના ધરાવતી હતી, પણ મ્હારી એ ભાવના નિષ્ફળ નીવડી અને તે કેવી રીતે તે વાંચનાર તું આગળ જોઇશ.

## પ્રકરણ ૬ ઠું.

### આશ્વાસન.

શોધે સદા હૃદય માનવી માનવીનાં
રોવા અને જીગરના દુઃખને સુણાવા.

કલાપી.

પશુ પણ એકલું રહી શકતું નથી, તો પછી મનુષ્ય એકલું રહી શકે એ તદ્દન અસંભવિત છે. વ્યવહારની અનેક અટપટી આંટી-ઓથી ગુંચવાઇ ગએલા તંતુઓને ઉકેલવામાં સહાયભૂત થનારા આધિ, વ્યાધિ, ઉપાધિથી પીડાએલા હૃદયને આશ્વાસન આપનાર હૃદય જોઇએ છે—અવશ્ય જોઇએ છે. જેને કોઇ પણ આશ્વાસન આપનાર નથી એવાં મનુષ્યો તો જીવતાં મૃતતુલ્ય છે. આશ્વાસનના અભાવે મનુષ્ય બેભાન થઇ જાય છે, ઘેલછાથી ભ્રમિત થઇ મનુષ્ય જન્મને ભ્રષ્ટ કરે છે. આ જગતમાં આશ્વાસનની અતિ જરૂર છે. શા માટે જરૂર છે? એમ જો પૂછાય તો તેનો પ્રશ્ન ઉપરની કલાપીની કવિતાજ જવાબ આપે છે કે મનુષ્ય હૃદય મનુષ્ય

હૃદયને એટલા માટે શોધે છે કે જીગરના દુઃખને શમાવવા માટે અને હૃદયના દુઃખને રડવાને માટે સ્નેહીઓ સહૃદયીઓની પાસે દુઃખને રડવાથી હૃદયનો ભાર હલકો થાય છે. આંતર જ્વાળામાં આશ્વાસનનું જ સિંચન થવાથી દુઃખજ્વાળા કાંઇક હોલાય છે અને જીવનની ઉજ્જ્વલતાનું કાંઇક ભાન કરાવે છે. એટલા માટે આશ્વાસનની અત્યંત જરૂર છે. પણ શુદ્ધ અને પવિત્ર ભાવનાથી આશ્વાસન આપનારા કેટલા? કોઇ પણ જાતની સ્વાર્થવૃત્તિ વિના માત્ર કલ્યાણકારક ભાવનાથીજ—હૃદયના પ્રેમથીજ આશ્વાસન આપનાર કેટલા? જવાબમાં કલાપી પોતે કહે છે કે:—

આહીં સદા ઝખમીને ઝખમીજ શોધે,
રોતાં ભિનાં નયનને રડનાર લૂછે.
લાધે અહીં કવચિત્ ઘાયલ એ સમાન
એનુંય એ ઘડીકમાં તુટી જાય તાન!

સ્હેજે સ્હમજાય છે કે બહુજ થોડા—કારણ કે, "ઘાયલકી ગત ઘાયલ જાણે," જેને હૃદયનો ઘા વાગેલો હોય, જેનું હૃદય સ્નેહ ભીનું હોય, જે જખમી થએલો હોય, તેજ બીજાના હૃદયના જખમને જોઈ શકે છે—અન્ય હૃદયના જખમને જોવા, તેના હૃદયની વ્યથા જાણવી, તેના આંતર દુઃખોની લીંટીઓ ઉકેલવી, એ મૂર્ખ કે જડ હૃદયીનું કામ નથી, પણ આર્દ્ર હૃદયવાળાનું કામ છે અને એવા જખમી—દેવી—મનુષ્યો જગતમાં વિરલજ હોય, તેમાં આશ્ચર્ય શું? એટલા માટેજ કલાપી કહે છે કે અહીં સરખા ઘાયલ—એક બીજાના ઘાને સ્હમજી શકે તેવા મળવા અતિ દુર્લભ છે, કવચિત્ જ મળે છે અને મળ્યા પછી એ હૃદયનું ઐક્ય-સદાના માટે રહેવું એ તો લગભગ અસંભવિતજ છે, કારણ કે અહીંની પ્રીતિ—મનુષ્ય

લોકની પ્રીતિ ક્ષણિક છે, પણ નથી ચિરસ્થાયી. પ્રથમ પવિત્ર હૃદય મળવુંજ અસંભવિત અને મળ્યા પછી "સદા એક થઈ રહેવું" એવા બહુજ થોડા. જરા વિચારભિન્નતા થતાં જરા સ્વાર્થ ન સરતાં એનુંય ઘડીકમાં તૂટી જાય તાન! બસ એક મટીને બે થયાં અને હૃદયનો તાર તૂટ્યો, હૃદયનો તાર તૂટ્યા પછી તે સંધાવો—એક થવો એ તદ્દન અસંભવિત છે. ખરું છે કે—

> હૃદયનો તાર તૂટે જે, નથી સંધાતો પાછળથી;
> પડી જે પહાડમાં ફાટો, નથી સંધાતી યત્નથી.

તૂટયું એ તો તૂટયુંજ, પછી કદાચ સ્વાર્થને અંગે એકત્ર થાય—એક જેવા દેખાય, પણ—

> પડી ગાંઠ ભલે, પડી સાંધ ભલે;
> પણ દોર તૂટેલ તૂટેલ રહે!

પછી બેનાં એક ન થાય અને જીવન કડવું ઝેર બને. જ્યાં-સુધી કોઇની સાથે હૃદય ન જોડાયું હોય, ત્યાંસુધી કોઇ સાથે વૈમ-નસ્ય ભાવ ઉત્પન્ન થાય તો તેના માટે બહુજ ઓછું લાગે છે, પણ જેને 'મ્હારા' કહીને બોલાવ્યા, જેની પાસે હૃદયના પડદા વિના-સંકોચે ઉકેલ્યા, જીવન વિશ્રાન્તિ સ્થળ માન્યુ હોય, અરે! જેને પોતાનુંજ હૃદય ગણ્યું, એવા સ્નેહીઓ સાથે જ્યારે વૈમનસ્ય ઉત્પન્ન થાય તો પછી રડી રડીને મરવા સિવાય અન્ય શું બને? પ......ણ એવા આ જગતમાં બહુ થોડાજ છે કે જે પોતાપણું ભૂલી હૃદયની ભિન્નતાને ભાંગી નાંખી, મ્હારા જેવા દુઃખીને આશ્વાસન આપી હૃદયની ઐક્યતા કરે! અને મ્હારા જીગરમાં બળતી લ્હાય બુઝાવે એવું કોઇ ન હતું. એવા પ્રેમીઓ ક્યાં છે કે:—

" એ પ્રેમ ક્યાં હૃદય ઉત્તમ જે બનાવે ?
ક્યાં છે અહં વિસરનાર રતિ જહાંમાં ?
ક્યાં કોઈ છે પદ સહુય બતાવનારૂં ?
આનંદથી હૃદયનું સહુ આપનારૂં ?

**કલાપી.**

એવું કોઇ નથી અથવા હશે તો પરમ ભાગ્યવાન વિરલ મનુષ્યને જ એવા મનુષ્ય મળતા હશે. મ્હારા જેવી હતભાગિનીને એવાનાં દર્શન પણ ક્યાંથી ? દુઃખમાં આશ્વાસન આપી હૃદય સરસી ચાંપનાર, દુઃખના ઉભરાને ખાલી કરવાને એકાન્તમાં ઘરના ખૂણામાં બેસી અશ્રુ સારતી હીનભાગી સ્ત્રીનાં આંસુ લૂછનાર ક્યાંથીજ મળે ? નજ મળે. મ્હારા માટે તો એજ શબ્દો હર હંમેશના માટે બોલવાના કેઃ—

દીધા છે વિશ્વેશે રૂદન કરવા નિત્ય મુજને,
પ્રભુની ઈચ્છાને ઉર વશ થવા યત્ન કરશેઃ
વિધિએ નિર્મ્યું ના હસવું હીનભાગી હૃદયને.

* * * *

**મો. પા. દવે.**

બસ, થયું. મ્હારા માટે તો આ જ શબ્દો હતા અને છે. હું વિધવા થઇ એ મ્હારા કર્મના દોષેજ. તેમાં કોઇનો દોષ કહાડું તો મૂર્ખ મનાઉં. જો કે દોષ કહાડવાને હકદાર હું છું જ, કારણકે મ્હારા વાલીઓએ પોતાની પાપી લોભવૃત્તિને પોષવાને માટેજ મ્હને મરણના બિછાને સુતેલા પતિ સાથે જોડી હતી, તેથી તેમનો દોષ કહાડી શકું, પણ હવે તે દોષ કહાડી નાહક આત્મ-ક્લેશ કરવાથી કાંઇ વળે નહિ અને કર્મનાં બંધનો વધે એ સ્વભા-

વિકજ છે. પણ મ્હને આશ્વાસન ન મળે તેના માટે સમાજના ડાહ્યા મનાતા મનુષ્યોના દોષ કહાડવાને તો હું સંપૂર્ણ રીતે હકદાર છું. શું પુરૂષો એમ સ્હમજે છે કે અમે–વિધવા સ્ત્રીઓ હૃદય વિનાની કે લાગણી વિનાની છીએ? અમને સુખ–દુઃખની લાગણીજ શું નહિ થતી હોય? ઓ મદમાં છકી ગએલા મનુષ્યો! ઓ નિષ્ઠુર હૃદયના પુરૂષો! આંખ આગળના મદના–સ્વાર્થના કાળા પડદાને જરા દૂર કરી અમારૂં હૃદય જરા વાંચતાં–જોતાં શીખો. અમે પણ લાગણીવાળીજ પ્રાણીઓ છીએ. અમને આશ્વાસનની જરૂર છે. અમે સુખદુઃખને સ્હમજી શકીએ છીએ. ભોગજોગે તમારી સ્ત્રી મૃત્યુ પામે છે ત્યારે માત્ર વિષયના કીડા બનીને ઝટપટ બીજી સ્ત્રી કરવા દોડો છો; અને તે વખતે બ્હાનાં કહાડો છો કે શું સ્ત્રી વિના ઘર છે? આપણાં સુખદુઃખમાં સાથી સ્ત્રી છે. જ્યારે પુરૂષના દુઃખના ભાગીદાર તરીકે સ્ત્રી છે, તો સ્ત્રીના દુઃખના ભાગીદાર પુરૂષ નજ હોઈ શકે કે? દયાના નામે દાવાનળ સળગાવનાર પત્થર હૃદયના પુરૂષો! હું તમને શું કહું? અમારી વિધવા સ્ત્રીની આબરૂ લૂંટનારા, અનીતિને માર્ગે ચડાવનારા અને પાપના ખાડામાં હોમી દેનારા અમારી વ્યર્થ નિંદા કરી ઘરના ઓરડામાંજ પુરી રાખનારા જડ સ્વાર્થીઓ! તમે જરા તો મનુષ્યતા પ્રાપ્ત કરો! દયાના મૂળ સ્વરૂપને કાંઇક તો ઓળખો અને અમારાં આંસુ લૂછો. અમને આશ્વાસન આપો. અમારા બળતા જીગરમાં કાંઇક અમૃત રેડો અને મનુષ્ય જન્મને સફળ કરવામાં અમને સહાયભૂત બનો! અમારે વૈભવો નથી જોઈતા, માનકીર્ત્તિ નથી જોઇતાં, ઇલ્કાબો નથી જોઇતા, માત્ર અમારે એક દયાળુ પવિત્ર હૃદય જોઇએ છીએ–આશ્વાસનામૃત જોઇએ છીએ.

# પ્રકરણ ૭ મું.

## અનીતિના માર્ગ.

અરે ! મારી વૃત્તિ, હૃદય મમ, ને વ્રત મુજ એ;
ઘડામાં શું જુઠાં થઇ જઈ બન્યાં મોહવશ રે !
અરે ! નિર્માયું શું મમ હૃદયને સુખ મળવું ?
અને આ દુર્ભાગી હૃદય કુમળાને સળગવું !

કલાપી.

વિધવા થયાને દિવસો, મહિનાઓ અને વર્ષો વીત્યાં. લગભગ ૫–૬ વર્ષ તો સુખે કહો કે દુઃખે કહો પણ વીતાડયાં અને તે પણ પવિત્રપણેજ વીતાડયાં. પુત્રનું પાલન કરવામાં અને તેને ઉછેરવામાં દિવસો પસાર થતા. છતાં હું હૃદયથી સુખી ન હતી અને તેનું કારણ આગલાં પ્રકરણોમાં અનેકવાર જણાવી ગઈ, તેમ હું આશ્વાસન વિનાની હતી. મ્હને કોઇ મ્હારૂં કહીને બોલાવે તેમ ન હતું, તેથી હું મ્હને હંમેશાં દુઃખી માનતી અને કોઇ પવિત્ર હૃદયથી આશ્વાસન આપનાર મળે તો ઠીક એજ વિચાર કર્યા કરતી. એવામાં એક દિવસે અમારા ગામના એક ગૃહસ્થ કે જેને ગામના લોકો પવિત્ર માનતા અને દયાળુ માનતા તે કાંઇ કામપ્રસંગને લેઇ મ્હારે ઘેર આવ્યા. જે કાર્યપ્રસંગે તે આવ્યા હતા તે કાર્ય સંબંધી વાતચીત કરી અને પછી તેમણે કાંઇક દયાની લાગણીથી મ્હારી સ્થિતિ સંબંધી હકીકત પૂછી. મ્હેં કેટલીક જે કહેવા જેવી હતી, તે સામાન્ય હકીકત કહી, તે સાંભળીને મ્હને કાંઇક તેમણે ધીરજ આપી; તેમજ જોઇતી મદદ માગવાને માટે આગ્રહથી ભલામણ કરી અને તે એવા શબ્દોમાં ભલા-

માણ કરી કે મ્હને તેમના પ્રત્યે–તેમના મીઠા શબ્દો પ્રત્યે માન ઉત્પન્ન થયું, કાંઇક લાગણી થઈ અને તેમનો ઉપકાર માન્યો. તેમણે મને ઘણું આશ્વાસન મ્હારી દુઃખકથા સાંભળીને આપ્યું; તેમજ આર્થિક સહાય કરવાને માટે, તેમજ બીજા કોઇ કામપ્રસંગે મદદ માગવામાં અચકાવું નહિ એવી ભલામણ કરી. "વળી હરવખત હું ખબર કહાડતો રહીશ" એમ કહી તે ચાલ્યા ગયા. એ વખતે એમના હૃદયમાં વિષયનું ઝેર હતું કે નહિ, તે હું કાંઈ કહી શકતી નથી, પણ પાછળથી તો એ ઝેર એમણે ખાધું અને મ્હને ખવરાવ્યું. એ કથા જરા સાંભળોઃ–ઉપર જણાવેલા સદ્ગૃહસ્થ હરવખત મ્હારી સંભાળ લેવા, તથા મ્હને કાંઇ જોઇએ છીએ કે કેમ, તે પૂછવાના બ્હાનાથી વારંવાર મ્હારે ત્યાં આવવા લાગ્યા. અમારો પરિચય દિનપ્રતિદિન વધતો ચાલ્યો. બાળક તો નિશાળે ભણવા જાય, એટલે ઘરમાં હું હોઉં એકલી, તેવા વખતે એ આવતા; પણ મ્હારા મનમાં તેમના માટે પવિત્રજ ભાવ હતો. હું એક પરોપકારી–દયાળુ–સજ્જન તરીકેજ તેમને નિહાળતી. પણ તેમના મનમાં દુષ્ટ ભાવના હતી. તે હું શરૂઆતમાં સ્હમજી શકી નહિ. એ મ્હારા પર અનેક ઉપકાર કરવા લાગ્યા; જોકે તેમ કરવામાં તેમની વૃત્તિ કદાચ પરિણામે દુષ્ટ હશેજ, પણ તેમણે મ્હારા પર અનેક ઉપકારો કર્યા. મ્હને બે ત્રણ પ્રસંગે કે જે પ્રસંગો મ્હારા માટે બહુજ મુશ્કેલીના હતા, તેમાં તેમણે બહુજ ઉપયોગી સહાય કરી. તેથી તેમનાપર મ્હને વધુ લાગણી થઈ. હું તેમના ઉપકારના બોજા તળે દબાઇ. મ્હારી વ્યવહારૂ વાતો પણ મ્હેં તેમને કેટલીએક કહી. એથી અમારા બન્નેમાં ધીમે ધીમે પરિચય વધતાં સ્નેહ કહો કે મોહ કહો પણ તે વૃદ્ધિ પામતો ગયો; એમ લગભગ બારેક મહિના વીતી ગયા અને અમારો પરિચય દૃઢ થયો. જોકે આથી લોકોને

સ્હેજસાજ શંકા પડવા લાગી, પણ તેમના પ્રત્યે લોકલાગણી સારી હોવાથી કાંઇ વિશેષ વાત ન થઇ. બાર મહીના વીતી ગયા પછી એક દિવસ મ્હને તાવ આવેલો અને મ્હારો પુત્ર નિશાળે ગએલો. બપોરના વખતે હું સૂતી હતી, તે વખતે તે ગૃહસ્થ આવ્યા અને મ્હને પૂછ્યું કે કેમ છે ? મ્હેં તાવ આવવાનું જણાવ્યું. તાવ કેવોક છે, તે જોવાના બ્હાનાથી તેમણે મારા શરીરને સ્પર્શ કર્યો. તે વખતે એકાન્તનો સમય હોવાથી શરીરના સ્પર્શથી તેમના શરીરમાં વિકાર–મનમાં વિષયવૃત્તિ ઉત્પન્ન થઇ. તે વખતે તો હું પવિત્ર રહી ગઈ, પણ પછીથી, તે મ્હારાપર દબાણ કરવા લાગ્યા. શરૂઆતમાં તો હું થોડા દિવસ તેમની ઇચ્છાને અધીન ન થઇ, પણ તેમના અનેક ઉપકારના બોજા તળે દબાએલી હોવાથી છેવટે હું તેમની પાસે નિર્બળ બની ! મ્હારૂં અધઃપતન થયું ! મ્હારા પવિત્ર માનવજીવનને મ્હેં ધૂળ મેળવ્યું ! મ્હારા સદ્‌વિચારો, સદ્‌ભાવના અને સદ્‌વૃત્તિ એ સર્વે નાશ પામ્યાં. જેમને હું પવિત્ર અને શુદ્ધ માનતી હતી, તેમણેજ મ્હને અપવિત્ર બનાવી. એમણેજ મ્હારા પરિચયની શરૂઆતમાં મ્હારો વિશ્વાસ સંપાદન કરવાના હેતુથી મ્હને પવિત્ર જીવન ગુજારવાને માટે ઉત્તમ બોધ આપ્યો હતો અને તેથીજ તેમના પર મ્હેં વિશ્વાસ મૂક્યો હતો, પણ તે બોધ માત્ર ગળા ઉપરનો હતો. માત્ર ધોળા-પડદા નીચે રહી કાળાં કર્મને છુપાવવા માટેનો તે હતો અને જ્યારે મ્હેં તેમના જીવનનો અભ્યાસ કર્યો ત્યારે મ્હેં પાછળથી જાણ્યું કે તેમણે મ્હારા જેવી ૫–૭ વિધવાઓના જીવનને ખરાબ કર્યું હતું. જ્યારે મ્હને આ વાતની ખબર પડી ત્યારે તેમનાથી હું ઉદાસ બની પણ એ વાતની ખબર મ્હને બહુ મોડી પડી, કે જે વખતે મ્હારૂં સર્વસ્વ આંતર ધન લૂંટાઇ ગયું હતું અને તેને પણ કેટલાએક મહિના વીતી

ગયા હતા. મ્હારી પોતાની આ સ્થિતિ થવાથી મ્હને એક વિચાર આવે છે કે, જે જે મનુષ્યો–ખાસ કરીને પુરૂષોજ વિધવા સ્ત્રી સ્વાભાવિકજ હલકી બુદ્ધિની હોય છે, તેની મનોવૃત્તિ ચંચળ હોય છે, તે અનીતિના માર્ગે અતિ જલ્દીથી પ્રયાણ કરે છે, વગેરે કહે છે તે લગભગ અસત્ય જેવુંજ છે. અમારામાં જેટલી શરમ અને આબરૂના રક્ષણની ભાવના હોય છે, તેના સોમે ભાગે પણ પુરૂષોમાં હોવાની શ્રદ્ધા મને નથી. પોતેજ ભ્રષ્ટ અને અનીતિમાન હોવાથી, પોતેજ પવિત્ર સ્ત્રીઓને ભ્રષ્ટ કરતા હોવાથી પોતાનો બચાવ કરવા માટે અમને સ્ત્રીજાતિને નિંદે છે. મૂળથીજ જાણે સ્ત્રીજાતિનો અનાદર અને તિરસ્કાર તો છેજ. 'નારી નર્કની દીવડી ' 'નારી નર્કની ખાણ' વગેરે વગેરે કથનો કોઈ જુલ્મી અને એક દૃષ્ટિએ અંધતા પામેલા કવિએ જોડી કહાડી અમારા માટે હલકો મત જનસમાજમાં ઉત્પન્ન કરાવ્યો, પણ એવાં જોડકણાં જોડનારને એવો વિચાર કેમ નહિ આવ્યો હોય કે એ સ્ત્રી અનીતિમાન છે, પણ તે કોને લઈને? પુરૂષો જો બધાએ પવિત્રજ હોય તો સ્ત્રી ગમે તેવી દુષ્ટ વૃત્તિની હોય તોપણ શું કરવાની હતી? સ્ત્રીને નર્કમાં લેઇ જનાર પુરૂષ ખરો કે નહિ? પુરૂષ એ સ્ત્રીને નર્કનો દીવડો કે બીજું કંઈ? ટુંકામાં સ્ત્રીજાતિ પ્રત્યે અભાવ તો સ્વાભાવિકજ છે. તેમાં જો લગ્ન થયા પછી તુરતજ વિધવા થાય એટલે તેનાં સાસુ સસરા કે એવા અન્ય જનો તેને આશ્વાસન આપવાને બદલે 'રાંડ છપરપગી છે.' 'માઠાં પગલાંની ધણીઆણી આવી, એટલે અમારા પુત્રનો નાશ કર્યો!' એવા પ્રકારનાં વચનો કહી તેનો તિરસ્કાર કરે છે, એટલે એક તો પોતાના શિરછત્ર જવાથી હૃદયમાં દુઃખની જ્વાળા ભડભડ બળતી હોય તેમાં જળસિંચન થવાને બદલે ઘી રેડાય છે. એટલે સાસુને માતા સમાન

માનવાને બદલે રાક્ષસણી કે ડાકેણ માનવાની વૃત્તિ થાય છે. વિધવા થયા પછી ઘરની મજુરી કરવાને માટે શરીરનો નાશ થાય છે, પણ ત્રણ દિવસની ભૂખી હોય તો કોઇ પૂછે પણ નહિ, કે ત્હેં ખાધું છે કે નહિ. તેનાથી કાંઇ બોલાય નહિ. ઘરનું નાનામાં નાનું બાળક પણ તેને જેમ ફાવે તેમ કહે કે ઠપકો આપે. તોપણ તેના સામે તેનાથી હુંકારો પણ કરાય નહિ. આવી રીતે અનેક પ્રકારના દુઃખના ભારને સહન થાય ત્યાંસુધી સહન કરે પણ જ્યારે કોઇ રીતે સહન ન થાય તો પછી પીએરમાં જાય અને ત્યાં જો માતાપિતાની હૈયાતી હોય તો તો કાંઇક ઠીક, પણ કર્મ ધર્મ સંયોગે માતાપિતા પરલોક પ્રયાણ કરી ગયા હોય તો પછી ભાઇ અને ભોજાઇનાં મ્હેણાં ટૂણાં સાંભળવાથી હૃદય તો વલોવાઇ જાય; એટલે સ્થિતિ એવી બને કે, 'ઘરના બળ્યા વનમાં ગયા તો વનમાં લાગી લ્હાય.' પછી જવું કયાં ? ન મળે શ્વસુરપક્ષમાં આશ્વાસન કે ન મળે પિયેર પક્ષમાં આશ્વાસન, એટલે પછી ધોબીના કુતરા જેવું જીવન ગુજારવાનું હોય છે અને આશ્વાસનની જરૂર પણ પડે છે. એ અશ્વાસન જો કૌટુમ્બિક જનો તરફથી નથી મળતું, તો પછી પરજન પાસેથી મેળવવાની ઇચ્છા થાય એ સ્વાભાવિકજ છે. પછી પરજન પવિત્ર હોય અને માત્ર દયા-કલ્યાણકારક ભાવનાથી આશ્વાસન આપનાર હોય તો આશ્વાસન આપનાર અને લેનાર બન્ને પવિત્ર રહી શકે છે. પણ એવા દૈવી પુરૂષો જગતમાં મળવા દુર્લભ છે. બાકી તો પછી "લાખ મળે છે જેવા તેવા" એ શબ્દોનું યથાર્થ ભાન કરાવનારજ હોય છે અને એ અપવિત્ર મનુષ્યોની દુષ્ટ ભાવનાથી જ ઉપકાર તળે દબાએલી વિધવા સ્ત્રીઓ બહુ ભાગે અનીતિના પંથે પ્રયાણ કરે છે, અને તેનું મ્હારી માફક અધઃપતન થાય છે. પણ જે વખતે કોઇ પણ સ્ત્રી વિધવા

થાય તે વખતેજ તેનાં સાસુજી કે જેઠાણી ઘરમાં જે વડિલ હોય તે પોતે તે વિધવાને હૃદય સરસી ચાંપે, પોતે સૌભાગ્યવંતાં હોય તો સૌભાગ્યનાં સામાન્ય ચિન્હ રાખી શૃંગારિક વસ્તુઓનો ત્યાગ કરે, પોતે બ્રહ્મચર્ય પાળતાં થાય અને પોતાની એકજ પથારીમાં તેને સુવાડે અને વિધવાનાં અશ્રુ જીભથી લૂછે, તો હું ખાત્રીથી કહું છું કે સેંકડે ૯૦ ટકા વિધવા સ્ત્રી અત્યારે જે અપવિત્ર જીવન ગુજારે છે તેને બદલે તેટલાજ ટકા પવિત્ર જીવન ગુજારે. ઘરના યોગ્ય વ્યવહારમાં તેની સલાહ લેવાતી હોય, ઘરનો કેટલોક યોગ્ય કારભાર તેના શિરે નાંખ્યો હોય, તો પછી તેને પ્રવૃત્તિમાં અપવિત્ર વિચાર સરખોએ ન આવે એમ હું ચોકકસપણે માનું છું. પણ અફસોસ છે કે તેમ બનતું જ નથી. પણ તેનો સ્થળે સ્થળે તિરસ્કાર થાય છે અને જાણે એક મહાજનીયું ખોડું ઢોર ઘેર પાળવા માટે લાવ્યા હોઇએ તેવી સ્થિતિમાં વિધવાને રખાય છે અને પછી તે વિધવાનું મન દુઃખથી, અતિ દબાણથી ઉદ્ધત બને છે અને છેવટે પોતાને સુઝતું કરે છે અને તેમાં સહાયકો—અનીતિમાન પુરૂષો તૈયારજ હોય છે. પછી તો **नास्ति मूले विचारः** જેવી સ્થિતિ થાય છે.

પણ કેટલીએક સ્ત્રીઓ જાહેર રીતે કોઇ પુરૂષ સાથે દેહસંબંધ જોડે છે, ફરી લગ્ન કરે છે અને જેઓ લોકાપવાદના ભયથી ડરે છે તેઓ ખાનગી રીતે અતિ વ્યભિચાર કરે છે અને ઘણી વખતે ગર્ભપાત પણ કરે છે. જનસમાજની આંખો આડાં કોણ જાણે કેવાંએ પડળો ચડી ગયાં છે કે અમારા હૃદયની દુઃખદ સ્થિતિ જોઈ શકતાજ નથી. વિધવાલગ્નની જ્યારે વાતો થાય, ત્યારે હાથમાં લાકડી લેઈ તે લગ્નની વિરૂદ્ધમાં ઉઠનારા પોતે જ એવા ગર્ભપાતો એકથી અનેક વાર કરાવે છે! મ્હારી એક સખી—બ્હેનપણીને તેનો બાપ તેની સાથે

જહાં ત્રણ વાર તો અમદાવાદમાં ગર્ભપાત કરાવી આવ્યા અને પોતે જ કેટલીએ વિધવાનું જીવન ખરાબ કર્યું હશે. છતાં વિધવાલગ્નની વાત આવે ત્યાં બરાડા પાડે છે. ' એ વિધવાલગ્નના હિમાયતીઓ દુષ્ટ છે, મૂર્ખ છે, અનીતિમાન છે. વિધવાની શાન્ત વૃત્તિઓને એવા ઉપદેશથી ચંચળ અને ઉદ્ધત બનાવે છે ! ' વગેરે કહેનારાઓ પોતે શું કહે છે અને શું કરે છે તે જરા વિચારે તો ઘણું સારૂં. હું પુનર્લગ્નની હિમાયત કરવાને ઇચ્છતી નથી, પણ જેઓ પુનર્લગ્નની વિરૂદ્ધ હોય તેઓ પોતે પવિત્ર રહી, પવિત્ર ભાવનાથી વિધવાનાં આંસુ લૂછતા થાય અને વિધવાઓને પવિત્ર રહેવામાં સહાયભૂત થાય એમજ ઇચ્છું છું, પણ તેમ નથી બનતું તેથીજ મ્હારાથી આવું બોલી જવાય છે. મ્હારી જીવનકથા કહેતાં કાંઇક દૂર જતી રહી, પણ કથન અસત્ય તો નથી જ. હું અપવિત્ર બની અને વિષયના ગર્તમાં પડી. પછી તો મને એવો અંધાપો આવી ગયો કે કૃત્યાકૃત્યનું ભાનજ ન રહ્યું. એક ભૂલને તુર્તમાં ન સુધારવાથી ભૂલોની પરંપરા વધી, અનેક ભૂલો કરી. વાચક ! આ ખુલ્લા હૃદયની કબુલાત માટે તું મારા પર તિરસ્કાર લાવીશ ? ના, ના, હું ધારૂં છું કે તું મારા પર દયા લાવીશ.

---

## પ્રકરણ ૮ મું.

### અધઃપતન.

ભરીને મોહથી પીધી, મનથી ઝેરની પ્યાલી,
મગર હા ! જાગતાં જાગી નસે નસ લ્હાય શી લાગી ?
અહો ! એ ખ્વાબના ગુલની, ગઇ બો ખ્વાબની સાથે,
મગર એ ખ્વાબના કાંટા, કહીં છુપા રહી ભોંકે !

કલાપી.

મોહરૂપ સ્વપ્નથી પોતાનું ભાન ભૂલી આનંદપૂર્વક વિષયરૂપ ઝેરને પીધું, જેટલું પીવાય તેટલું પીધું. જ્યાંસુધી સત્યદર્શન રૂપ જાગૃતિ ન આવી ત્યાંસુધી આનંદથી પીધું. જેના સાથે હું મોહમાં ફસાણી હતી, તેને હું હૃદયના સ્નેહથી ચાહતી હતી. તેના માટે મને મમત્વ હતું અને હું એમજ માનતી હતી કે ભૂલ તો થઇ છે પણ તે ભૂલ જેણે કરાવી છે, જેનાથી થઇ છે તેનેજ જીવના અંત સુધી વળગી રહી એટલેથીજ અટકીશ. પણ મ્હારી એ ધારણા પણ ફળી નહિ, કારણકે જેને હું સ્નેહપૂર્વક ચાહતી હતી, તેના મ્હારા પ્રત્યે જરા પણ સ્નેહ ન હતો; માત્ર દુષ્ટ ભાવનાથી તે મ્હને કૃત્રિમ સ્નેહ બતાવતો હતો. કેટલાક મહિના અમારા સંબંધના ચાલ્યા ગયા. લોકમાં અમારી નિંદા થવા લાગી, છતાં " **कामानुराणां न भयं न लज्जा** " એ ન્યાયે અમારી સ્થિતિ હતી, એટલે કાંઇ દરકાર ન કરી. એમ કેટલાએક સમય પછી તે ગૃહસ્થે મ્હારી પાસે અમુક ચીજ માગી, મ્હારી કફોડી સ્થિતિને લીધે હું તે આપી શકી નહિ, એટલે મ્હારા પરથી એવા નિર્માલ્ય નિમિત્તને લેઇને સ્નેહ ઘટી ગયો, એટલુંજ નહિ પણ ઉલ્ટી મ્હારી નિંદા કરવા લાગ્યો, અને મ્હારે ત્યાં તે ન આવે તેને માટે મ્હને પ્રથમ તો લાગી આવ્યું પણ પાછળથી દુઃખ લાગવાને બદલે દ્વેષભાવ ઉત્પન્ન થયો, કારણકે એક વખતનો સ્નેહી થઇ મ્હને સતીત્વના માર્ગેથી ભ્રષ્ટ કરીને પછી મ્હારીજ નિંદા કરવા લાગ્યો અને જાણે મ્હેંજ તેને ખરાબ કર્યો હોય તેવી રીતે જનસમાજમાં મ્હારી વાત કરવા લાગ્યો. " **गतानुगतिको लोकः** " એ પ્રમાણે અન્ય લોકોએ પણ મ્હારી નિંદા કરવા માંડી અને તે ગૃહસ્થ તો જાણે પવિત્રતાનીજ મૂર્તિ હોય તેમ દેખાવ કરવા લાગ્યો. આથી મ્હને બહુજ ખોટું લાગ્યું. પણ પછી તો ખેદ થવાને

બદલે ઇર્ષ્યા ઉત્પન્ન થઇ તેમજ વૈરભાવ ઉત્પન્ન થયો અને પુરૂષો પોતે દુષ્ટ હોવા છતાં બીજાને દુષ્ટતાની નજરે જોનાર પુરૂષ પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો. એક બાજુથી તિરસ્કાર અને બીજી બાજુથી વિષયાન્ધપણું એટલે મ્હારી સ્થિતિ તો કફોડી થઈ પડી. અફીણ એ ઝેર હોવા છતાં જેઓ તેનાથી ટેવાઇ ગએલા છે, તેઓને તેના વિના પગ ઘસડવા પડે છે અને ઘડીભર ચાલતું નથી, કારણ કે અભ્યાસ–ટેવ છે. તેમ જ્યાંસુધી હું અનીતિના માર્ગે ચડી ન હતી–મ્હને તે ધૂર્તે એ માર્ગે ચડાવી ન હતી, ત્યાંસુધી કાંઇક લાજથી, કાંઇક ભયથી અને કાંઇક પાપ–કર્મબંધનની બીકથી વિષયનું ઝેર પીધું ન હતું, પણ જેમ એક વ્યસની બીજાને વ્યસની કરવાને માટે ધીમે ધીમે અને વખતો વખત અફીણની કાંકરી આપે છે અને વ્યસની કરી પછી ધક્કો મારે છે તેમ મ્હારા માટે થયું. મ્હને વિષયનું વ્યસન પડયું. પછી તેમાંથી છુટવા જેટલું મ્હારામાં માનસિક બળ ન હતું. એટલે પછી હું તો અનીતિના માર્ગમાં આગળ વધી. વિષયાન્ધપણાનું કોઈ દુષ્ટ કર્મ એવું નહિ હોય કે જે મ્હેં નહિ કર્યું હોય !

વળી મ્હને ખેદ થવાનું બીજું પણ એક એ કારણ છે કે મ્હારો જ્યાં ત્યાં તિરસ્કાર થવા લાગ્યો. મ્હને કોઇ બોલાવે નહિ, કોઇ આદરસત્કાર કરે નહિ, અરે ! વધુ શું કહું ? ધર્મનાં સ્થાનકો મ્હારે માટે બંધ થયાં. ધર્મસ્થાનકે જવાની મ્હને મના કરવામાં આવી. આવી પ્રવૃત્તિ કદાચ બીજાઓને ઠીક લાગતી હશે, પણ મ્હને તો મ્હારા અનુભવથી એ પ્રવૃત્તિ તદ્દન અઘટિત અને નુકસાન કરનારી જણાએલી છે. જેઓ નીરોગી છે, તેમને વૈદ્યના ઘેર આવવા દેવાની કે વૈદ્યે તેમને બોલાવવાની શી જરૂર છે ? કદાચ હોય તો એટલા પૂરતીજ કે તેઓ આરોગ્યના નિયમો ભૂલી ન જાય અને જેથી રોગની

ઉત્પત્તિ ન થાય, એવાં સાધનો—માર્ગો બતાવવા પૂરતીજ—પણ ખાસ ધ્યાનપૂર્વક ચિકિત્સા કરવી; દરદીને આશ્વાસન—ધીરજ આપી વધુ વ્યાધિથી ઘેરાએલની પહેલી સંભાળ લેવી જોઇએ. ખાસ દરદી—ભયંકર દર્દના ભોગ થએલની સંભાળ ન લેવાય, એની સારવાર ન થાય તો પછી તેના મરણ સિવાય બીજું શું થાય? એજ પ્રમાણે કર્મ—પાપ રોગથી જેઓ મુક્ત છે તેને દિવસમાં બબ્બે ચચ્ચાર વખત ઉપદેશ સંભળાવવો અને મ્હારા જેવા અતિરોગી—પાપરૂપ વ્યાધિથી ઘેરાએલની સંભાળ ન લેવી, એટલું જ નહિ, પણ ધર્મસ્થાનકના પગથીએ પણ ચડવા ન દેવી, એ શું ધર્મવૈદ્યો માટે યોગ્ય છે? નહિ. એમ કરવાથી મ્હારા મત પ્રમાણે તો ધર્મવૈદ્યો પ્રભુના મ્હોટા ગુન્હેગાર થાય છે, પ્રભુનો કોપ વહોરે છે અને પ્રભુની દૃષ્ટિમાં અધમ ઠરે છે, કારણ કે મ્હારા જેવાનું મન અપવિત્ર થયું છે, વચન અને કાયા અપવિત્ર થયાં છે પણ અમારો પરમાત્મ—સ્વરૂપ આત્મા શું અપવિત્ર થએલ છે? સદાનંદી સહજ સ્વરૂપી આત્મા તો નિર્લેપ છે, તેના પર પડતા મેંશના ડાગને ભુંસવામાં સહાય કરવાને બદલે તેને ધક્કો મારવો એના જેવી બીજી અધમતા કઈ હોય? કલાપી ઠીક જ કહે છે કે:—

> ગમે તે અલ્પની સામે, ગમે તે દુષ્ટની ભણી;
> કૃતઘ્ની ને મહાપાપી, તિરસ્કારની દષ્ટિ છે.

મહાન પુરૂષો—મહાન આત્માઓનાં જીવનનો અભ્યાસ કરનારાઓ સારી રીતે સ્હમજી શકશે કે તે આત્માઓએ પતિત આત્માઓનો તિરસ્કાર નથી કર્યો, પણ ઉદ્ધાર કર્યો છે. મહાવીર પ્રભુએ ગોશાળાનો તિરસ્કાર કર્યો ન હતો, પણ બે સાધુઓનો ઘાત કર્યા પછી પોતાપર તેજુલેશ્યા મૂક્યા પછી પણ પ્રભુએ શાન્ત ભાવથી દયા

અને પ્રેમની દૃષ્ટિથી મધુરા શબ્દોવડે કહ્યું કે, ત્હારા આત્માનું અશ્રેય થાય છે, તેજ મ્હને ચિન્તા થાય છે, ગોશાળા! ત્હારૂં આયુષ્ય બહુ જ ટુંકું છે માટે ચેત અને આત્મદર્શન કર. અંતરના પ્રેમભર્યાં એ શબ્દોએજ એકવાર નર્કના અધિકારી ગોશાળાને બારમા દેવ લોકના-બારમા સ્વર્ગના સુખનો ભોક્તા બનાવ્યો. શું જૈનોએ નથી જાણતા?

સતી તોરલદેવીએ જેસલ :જેવા નરાધમને નરઉત્તમ બનાવ્યાની વાત કયો મનુષ્ય નથી જાણતો? જો તોરલદેવીએ જેસલનો તિરસ્કાર કર્યો હોત તો એ આત્માને રૌ-રૌ નર્ક સિવાય બીજું શું હતું? તેનાં પાપ, તેના અધર્મ કોને કંપારી નથી ચડાવતાં? પણ માત્ર તોરલના સ્નેહભર્યાં શબ્દોથી, પ્રેમભરી દૃષ્ટિથી, ત્હેને તેણે મનુષ્યમાંથી દેવ બનાવ્યો, આત્માનાં અને પ્રભુનાં દર્શન કરાવ્યાં અને બુડતી બેડલી તારી લીધી. એ વાતથી કોણ અજાણ્યું છે? એવા પુરાવા કેટલા આપું? કહેવાનું એજ છે. મ્હારા હૃદયને દુઃખ એજ થાય છે કે મ્હારા જેવાને માટે ધર્મસ્થાનકો બંધ કરવાં, તે આત્મકલ્યાણનાં દ્વાર બંધ કરવા જેવું છે. જો ધર્મસ્થાનકે હંમેશાંજ જવાનું થતું હોય, ધર્મોપદેશ શ્રવણ થતો હોય, તો કોઇ નહિ ને કોઇ દિવસ અમારા હૃદયમાં પાપનો દ્વેષ એવો થાય કે પછી જીંદગીસુધી એવા પાપના માર્ગે જઇએ નહિ. અને એવા કોઇ અકસ્માત્ ઉપદેશથી મ્હારા જેવા સુધરી જાય. તેવો ઉપદેશ શ્રવણ કરવાને માટે સૌથી આગળ બેસનારા ન સુધરે એ ચોક્કસ વાત છે. ટુંકામાં અમારો-મ્હારા જેવાનો તિરસ્કાર ન થવો જોઇએ, પણ નિત્ય પ્રતિ-ઉપદેશ-સદ્બોધ મળવો જોઇએ, કે જેથી કોઇ દિવસ અમારો ઉદ્ધાર થાય, પણ મ્હારા માટે તેમ ન થયું અને સર્વ સ્થળેથી તિરસ્કાર થયો, એટલે સર્વથા અધઃપતન થયું.

# પ્રકરણ ૯ મું.

## રૂદન.

રૂદન આ દિસે ઝિંદગી તણું !
રૂદનમાં ડૂબી ઝિંદગી દિસે !
રૂદન જન્મીને મેં સદા કર્યું !

*　　　*　　　*　　　*

પ્રભુ ! રોવું દેજે દરદમય ભોળા જિગરને,
નકી રોવું એ તો તુજ હૃદયની આશિષ દિસે !

*　　　*　　　*　　　*

મારે રોવું મુજ હૃદયનું કાંઈ છે દર્દ કિન્તુ !
રોઈ ગાઈ તમ હૃદયને ચેતવી જાઉં ! બાપુ !
રે ! ના વારૂં તમ જિગરની કાંઈ આધીનતા હું,
એ તો હું એ દરદ સહતાં મૃત્યુ સુધી ન ત્યાગું.

કલાપી.

મ્હારૂં જીવન તો જ્ઞાની જાણે કે કેટલુંએ લાંબું હશે, પણ અહીં લખવા માંડેલી મ્હારી વીતક વાર્તા—મ્હારી જીવનકથા હવે પૂરી થાય છે. વિદ્વાનો કહે છે તે સત્ય છે કેઃ “ આજનો ઉત્તમોત્તમ જીવ કે આજનો અધમાધમ જીવ સમય જતાં અવસ્થાન્તરને પામે છે. ” આ કથન મ્હારા જીવનને માટે તો સત્ય નીવડયું છે. તમે મ્હારી ભૂતકાળની સ્થિતિ જોઇ ગયા અને તેથી નક્કી કરી બેઠા હશો કે હવે મ્હારો ઉદ્ધારજ નહિ થાય. જો એમજ ધારી બેઠા હો તો તેમાં તમારી ભૂલ થાય છે.

સદાયને માટે મનુષ્યની એકસરખી વૃત્તિ રહેતી નથી. મન હંમેશાં ચપળ સ્વભાવી છે, એટલે કોઈ વખતે ખરાબ રસ્તે જાય અને કોઇ જ્ઞાનીના સમાગમ કે સદ્બોધથી ઉચ્ચ માર્ગે પણ જાય. મ્હેં ઘણાં કર્મો કર્યાં પણ તે કર્મ કરતી વખતે હૃદયથી તે કૃત્યને કરવાલાયક માનતી ન હતી પણ મ્હારી સ્થિતિ વળગાડ કે સન્નિપાત થએલા માણસના જેવી હતી. કોઇને ભૂત, પ્રેતનો વળગાડ થયો હોય કે સન્નિપાત થયો, ત્યારે જ્યાંસુધી તે શાન્ત હોય, ઉછાળો ન આવ્યો હોય, ત્યાંસુધી એ મનુષ્યને જે કાંઇ કહીએ તે સાંભળે, આપણી સાથે શાન્તિથી વાતચીત કરી બુદ્ધિમાન હોય તો આપણને તથા બીજાને સારી સલાહ આપે; એ બધુંએ જ્યાં સુધી ઉછાળો પ્રવેશ ન થયો હોય ત્યાં સુધી બને છે. પણ જ્યારે સન્નિપાતનો ઉછાળો આવે અથવા ભૂતાદિકનો પ્રવેશ શરીરમાં થાય તે વખતે તેની બુદ્ધિ બહેર મારી જાય છે. વધુ શું ? પોતાનું પોતાપણું ભૂલી જાય છે, જેમ તેમ બકે છે, ન બોલવાનું બોલે છે અને ન કરવાનું કરે છે. તે વખતે આપણે એને ગમે તેવી હિતશિક્ષા આપીએ પણ તે સઘળું વ્યર્થ જાય છે. આપણું કામ એ વખતે શિખામણ આપવાનું નથી, પણ એ વળગાડ કે સન્નિપાત કેમ દૂર થાય તેના સારામાં સારા ઉપાય યોજવાનું છે. જેમ એવા ઘેલછાવાળા માણસની સ્થિતિ, તેવીજ મારા જેવાની સ્થિતિ. જે વખતે અમારા અશુભ કર્મનો ઉદય પ્રબળપણે હોય, તે વખતે અમને અમારૂં ભાન રહેતું નથી, કૃત્યાકૃત્યનો ખ્યાલ રહેતો નથી. તે વખતે અમને અપાતો ઉપદેશ કે અમારૂં અપમાન કરીને સુધારવાની વૃત્તિ, એ સર્વ વ્યર્થ છે. પણ અમારા પ્રત્યે સ્નેહ રાખી કર્મનું ફળ-પરિણામ શાન્ત ચિત્તે સ્હમજાવવામાં આવે તો જરૂર અમારા જેવાનાં મન ઉપર અસર થાય,

પણ એવા શાન્ત વૃત્તિના પરોપકારી, પવિત્રાશયી, દયાળુ, ઉપકારક, જગતમાં બહુજ થોડા હોય છે. એ સ્વાભાવિકજ છે; પણ મ્હારા સદ્‌ભાગ્યે મ્હને તો પવિત્ર સંત મળી ગયા અને તેની સાથે મ્હારા અંધકારનાં પડળ ટળી ગયાં.

એક દિવસ મ્હારી બ્હેનપણી સાથે હું ઉપદેશ શ્રવણ કરવાને ગઇ હતી. તે વખતે મ્હારા સદ્‌ભાગ્યે નીચેની મતલબનો ઉપદેશ અપાતો હતો:--

**स्खलनं मनुष्याणां धर्मः** મનનો-મનુષ્યનો કુદરતી સ્વભાવજ એવા પ્રકારનો છે કે, ભૂલ થાયજ. સર્વજ્ઞ આત્માઓ હોય છે તેજ ભૂલો કરતા નથી. પણ તેવા સર્વજ્ઞ આત્માઓ જગતમાં કેટલા? વિદ્વાનોએ સત્યજ કહ્યું છે કે: "નિર્દોષ એકો હરિઃ" બસ, બીજું કોઇ નિર્દોષ છેજ નહિ. એટલે કે ભૂલ થવી એ મનુષ્યની પ્રકૃતિ છે. પણ મનુષ્ય મનુષ્યત્વ પામ્યો ત્યારેજ કહેવાય કે, 'ભૂલ ન કરવા બનતી કાળજી રાખી પ્રયત્ન કરે' અને કદાચ પ્રમાદપણાથી કે અજ્ઞાનાંધકારથી ભૂલ થઇ-કાંઇ પણ પાપાચરણ થયું તો તે ભૂલને ભૂલ તરીકે કબૂલ કરવી, અંતરાત્મા અને પરમાત્માની સાક્ષીએ ભૂલને કબૂલી, તે ભૂલથી પાછા હઠવાને પ્રયત્ન કરવામાં આવે અને થએલી ભૂલને માટે પશ્ચાત્તાપ કરવામાં આવે તો એક વખતે જે આત્મા અધમમાં અધમ મનાતો હોય તેજ આત્મા એક દિવસ પવિત્રમાં પવિત્ર મનાય, એટલુંજ નહિ પણ જગતને વંદનીય થાય. પશ્ચાત્તાપ એ એક એવો પ્રબળ અગ્નિ છે કે જેમાં અનંત ભવનાં ઘોર કર્મો હોય તો તે પણ બળીને ભસ્મ થાય છે. શુદ્ધ હૃદયથી, પવિત્ર ભાવનાથી, પશ્ચાત્તાપ થાય અને ફરી ભૂલો નહિ કરવાનો નિશ્ચય થાય તો તે આત્મા આ મૃત્યુલોકમાંજ દેવ બને છે, અને બહુજ અલ્પકાળમાં પરમાત્મપદને

પ્રાપ્ત કરે છે. જે આત્મસિદ્ધિ બીજા તપ, જપ, ક્રિયા કે લુખ્ખા વૈરાગ્યથી થતી નથી, તે આત્મસિદ્ધિ ખરા અંતઃકરણના પશ્ચાત્તાપથીજ થાય છે. કલાપી કહે છે કેઃ—

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે !
ઓહો ! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે !
મારી પામ્યું કુદરત કને એમ માની ગળે છે !
રાજ્યોથી કે જુલમવતી કે દંડથી ના બને જે !
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે !

પશ્ચાત્તાપ એ આવી ઉત્તમ વસ્તુ છે. જે કામ રાજ્યથી, જુલ્મથી કે દંડથી ન બનતું હોય, તેજ કામ પ્રભુચરણેથી ઝરેલા પુણ્યરૂપ પશ્ચાત્તાપના ઝરણમાં–તેના પ્રવાહમાં–તેના પવિત્ર વ્હેનમાં સ્નાન કરવાથી, તેમાં ડૂબકી મારવાથી થાય છે, એટલે કે પાપી આત્મા પુણ્યવાન અને પવિત્ર બને છે. જે દિવસે પશ્ચાત્તાપનો અગ્નિ કર્મને બાળી નાંખશે, તેજ દિવસે, તેજ ઘડીએ પ્રભુનો વિજોગ સ્ફુરશે, એટલે પછી પ્રભુના નામની તાલાવેલી લાગશે અને પછી તો રાત્રિદિવસ નીચેના શબ્દો બોલતાં આંખોમાંથી અશ્રુપ્રવાહ વહ્યાજ કરશે. ( આ નીચે આપેલા કાવ્યમાં મૂળ પુરૂષવાચક શબ્દો છે, પણ મ્હેં તો મ્હારી જાતનેજ માટે કહ્યા છે, એટલે સ્ત્રીજાતિવાચક શબ્દો આપેલા છે તો વાચક તેને માટે ક્ષમા કરશે. )

સ્નેહધામ સુનાં સુનાંરે,
સુનાં મંદિર, સુનાં માળિયાં મ્હારાં, સુના આ ચંદનીના ચોકરે. સ્નેહ૦
પાનાં પ્રારબ્ધનાં ફેરવું'રે, કાંઈ આવે વિયોગની વાતરે. સ્નેહ૦
લાખ ચોરાશીમાં હું ભમી પ્રભુ ! તોએ આવ્યો નહિ પારરે. સ્નેહ૦

કાળ અનાદિથી ભૂલી ભમું પ્રભુ ! વાટ સાચી નવ સુઝીરે. સ્નેહ૦
ઘોર અંધારાં મ્હારાં હ્રદયનાં પ્રભુ ! નાઠાં ન તુમ દર્શનથી એ. સ્નેહ૦
ક્યારે ઉઘડશે એ લોચનો મ્હારાં, દિવ્ય જ્યોતિના અંબારરે,
સ્નેહધામ સુનાં સુનાંરે.

**કવિ ન્હાનાલાલ દલપતરામ.**

પ્રભુ વિના હૃદયમંદીરીઆં સુનાં છે, તેના વિના પવિત્ર પનોતાં પગલાં વિનાનું માનવ શરીર પૂજવાયોગ્ય તો શું પણ સામે જોવાયોગ્ય પણ નથી વગેરે અનેક બાબતોથી સ્નેહપૂર્ણ એવું સુંદર વ્યાખ્યાન કર્યું કે જેની અસર મ્હારા પર—મ્હારા હૃદયપર બહુજ અસરકારક નીવડી. હું તે દિવસથી અપવિત્ર મટી—પિશાચિણી મટી દેવી થવાની અભિલાષા ધરવા લાગી. જ્યારે જ્યારે વખત મળતો, ત્યારે તે મહાત્મા પાસે જતી, હૃદયના પડદાઓને ઉકેલતી, કરેલાં કર્મોને મહાત્મા પાસે કબૂલતી અને મહાત્મા મ્હારો તિરસ્કાર કર્યા વિના મ્હને સ્નેહથી આશ્વાસન આપી થએલી ભુલો માટે પશ્ચાત્તાપ કરવા અને ભુલોને જાણ્યા પછી જો ભુલ કરાય છે, તો તેનું કેવું ભયંકર પરિણામ આ જન્મમાં અને અન્ય જન્મમાં ભોગવવું પડે છે તે સ્હમજાવતા, ફરીવાર ભુલો ન થાય તેના માટે પ્રભુ પ્રાર્થના અને જીવન વ્યવહાર કેમ કરવો વિગેરે શિખવતા, અને હું તે આનંદથી દ્રવિત હૃદયે સાંભળતી. જેમ જેમ હું મ્હારાં પાપ મહાત્મા પાસે કહેતી તેમ તેમ જાણે હું કોઇ અતિશય ભારના બોજાથી મૂકાતી હોઉં, હૃદય કાંઇક હળવું થતું હોય એમ મ્હને થતું. મનની વિહ્વળતા, ચપળતા અને મલીનતા દૂર થતાં અશાન્તિ મટીને શાન્તિ થવા લાગી અને આર્ત ધ્યાન મટીને હું ન સ્હમજી શકું તેવો આનંદ થતો. આવી રીતે લગભગ પંદરેક દિવસ મહાત્માના

ઉપદેશામૃતનું પાન કર્યું છે, જેની અસર આજે વર્ષો થવા છતાં ભુલાઇ નથી. જગતના લોકો માને કે ન માને પણ હવે હું પ્રભુને ગમતી થઇ છું. પ્રભુની દૃષ્ટિમાં મ્હારો આત્મા પવિત્ર મનાયો હોય તેમ મ્હારૂં અંતર સાક્ષી પુરે છે. પ્રથમ હું લોકનિંદાથી બ્હીતી, અને સ્તુતિથી આનંદ માનતી. હવે તેવું કાંઇ રહ્યું નથી. જે મહાત્માની કૃપાથી હું માનવજીવનની પવિત્રતા સ્હમજી શકી, તે મહાત્માનાં વર્ષો થયાં ફરી દર્શન થયાં નથી અને હવે ક્યારે થશે, તે કહી શકાતું નથી. પણ સત્ય કહું તો મ્હારા પ્રભુ તો તેજ છે કે જેણે મ્હને નરકે પડતાં બચાવી, પ્રભુનાં ચરણ સેવવાને લાયક બનાવી. અત્યારે મ્હારી ઉમ્મર પાંત્રીસ વર્ષની છે. પુત્રે ગૃહવ્યવહારનું કાર્ય ઉપાડયું છે. સ્થિતિ હજુ જોકે સાધારણ છે, છતાં અમે માતાપુત્ર સુખ અને શાન્તિથી રહી શકીએ છીએ. નિત્ય સ્હવારમાં ઉઠી હું તો પ્રભુને પ્રાર્થના કરતાં નીચેનાં કાવ્યો બોલું છું. અર્થાત્ આ કાવ્યોથી પ્રભુને પ્રાર્થું છું.

### ગઝલ.

પરમ આધાર છો પ્યારા! ત્હમારો સ્નેહ સાચો છે!
ન થાશો નાથજી! ન્યારા, ત્હમારો સ્નેહ સાચો છે! (૧)
જગત્ સઘળું થયું ન્યારૂં, નથી અહીં કોઈ પણ મ્હારૂં;
પ્રભો! તુજ ધ્યાન ઉર ધારૂં, ત્હમારો સ્નેહ સાચો છે! (૨)
ત્હમે આધાર આશાના, તિમિર હરજો નિરાશાનાં;
દુઃખો દળતા દુરાશાનાં, ત્હમારો સ્નેહ સાચો છે! (૩)
નિરાશ્રય દીન નિર્ધનના, સગા સાચા દુઃખી જનના;
પ્રદાતા સૌખ્ય—સાધનના, ત્હમારો સ્નેહ સાચો છે! (૪)

નથી ઘરબાર કે કાંઈ, રહી છે એક લાચારી;
લીધા બહુ રંકને તારી, ત્હમારો સ્નેહ સાચો છે! (૫)

**પડયા જે સર્વથી હેઠા, પ્રભો! તુજ દેશમાં પેઠા;**
**સુખે હરિમંદિરે બેઠા, ત્હમારો સ્નેહ સાચો છે! (૬)**

પ્રભુજી પ્રાણથી પ્યારા, નયનથી ના કરૂં ન્યારા!
અચળ સુખ સ્નેહ ભરનારા, ત્હમારો સ્નેહ સાચો છે! (૭)

**ત્હમે વ્હાલા! પિતામાતા, સુખી સ્નેહી તમે ભ્રાતા!**
**વિધાતા છો જીવનદાતા! ત્હમારો સ્નેહ સાચો છે! (૮)**

**વસન્ત.**

પ્રભુના સ્નેહ વિના સત્ય સ્નેહ બીજા કોનો છે? કોઇનો નહિ. માનવીઓ—મોહમાં ફસાએલા માનવીઓમાં સ્નેહ ભાગ્યેજ હોય છે અને પ્રેમનાં તો દર્શન પણ ન હોય. જ્યાં જુએ ત્યાં મોહનાં કાળાં અંધારાં આવરણો અને તેમાં મ્હારા જેવા અનેક ભવ્ય આત્માઓ ભુલા પડયા હશે. ઘણાએ માર ખાતા હશે. પ્રભુકૃપા સિવાય તેને કોણ બચાવે? સદ્દગુરૂની કૃપાથી મ્હારી મોહનિદ્રા કાંઇક ઉડી છે, સ્હેજ પણ આત્માના અને પરમાત્માના સ્વરૂપની ઝાંખી થઇ છે. તેથી હું તો પ્રભુને પોકારી પોકારીને કહું છું કેઃ—

**ગઝલ.**

પથારી પાપની ત્યાગી, પ્રભુજી! આજ જાગુ છું;
ભ્રમણા મોહની ભાંગી, મરણમાં સ્થાન માગું છું. (૧)
પ્રવૃત્તિ માતની પ્રેરી, જગતના ઘેનમાં ઘેરી;
સુતી હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું. (૨)
વિષયનાં ગીતડાં ગાતી, બની હું મસ્ત મદમાતી;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું. (૩)

વિસારી કર્મની ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની ધારા! પડીને પાય માગું છું. (૪)
હણી બુરા વિચારો એ, અહાહ ષટ વિકારોએ;
જગતના વજૂ તારોએ, જડાઇ આજ જાગું છું. (૫)
બની પાપી નઠારી હું, થઈ તમને અકારી હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી! પાય લાગું છું. (૬)
ભરી કાંઈ ગુઢ મંત્રોને, રચી કર્તવ્ય તંત્રોને;
હૃદયનાં પ્રેમયંત્રોને, સ્વીકારો એજ માગું છું. (૭)

પ્રિય વાચક! મ્હારી જીવનકથા જેટલી મ્હેં લખવા જેવી ધારી હતી, અથવા જેટલી ઉમ્મર મ્હેં વીતાડી છે, તેટલી ઉમ્મરની જીવનકથા અહીં પૂર્ણ થાય છે. ભાવિ શું નિર્માણ હશે તે ગ્નાની વિના કોણ સ્હમજી શકે તેમ છે? ભાવિ પડદા ઉકેલવાની મ્હારામાં શક્તિ કયાંથી હોયજ? અને મ્હને જરૂર પણ નથી. માત્ર મ્હારા ભુતકાળના જીવન બનાવો વાંચી ત્હને કોઇ પણ મ્હારા જેવી દુઃખીઆરી વિધવા પ્રત્યે તિરસ્કાર થવાને બદલે સ્નેહભાવથી આશ્વાસન આપવાનું મન થાય અને જીવનની કોઇ પણ ઘડીએ ત્હને કોઈ અંતરથી શુભાશીષ આપે તેવું કરવાની ત્હને આ જીવનકથા વાંચવાથી મન થાય તો મ્હારી આ મહેનત સફળ થશે અને હું મ્હને પરમ ભાગ્યવતી માનીશ. કોઈ પણ પાપ–દુરાચારના દરિયામાં ડુબતાં ભામની–ત્હેમાં પણ અબળાને મ્હારી જીવનકથા દીવાદાંડી બને અને તેને સત્યમાર્ગદર્શક થઈ બુડતાં બચાવે તો તેનાથી વધારે કલ્યાણકારક શું હોય?

આ પુસ્તકના—આ જીવનકથાના વાંચનથી કોઇ પણ વિધવા અનીતિના માર્ગે જતી અટકશે, કોઇ પણ વિધવાનું આદર્શજીવન

બનશે, તો હું મ્હારો આ જન્મમાંજ મોક્ષ થયો એમ માનીશ. બસ, આથી વધારે શું કહું ? હવે મને જગતના સુખ વૈભવો જોઇતા નથી, પણ પ્રભુ પાસે મ્હારી નિરંતરની દીનતાથી એજ યાચના છે કેઃ—

[ મૂળીબાઇના મહિનાનો રાગ. ]

મ્હારી જીવનદોરી નાથ તમે છો વ્હાલારે,
તુમ વિણ મુજ દીલની વાત સુણે કોણ વ્હાલારે! ૧
મને ભુલવણીમાં નાથ! કુમતિએ નાંખીરે,
પણ સુરતા સખીએ વાત એ વેગે દાખીરે. ૨
મુજ હૃદયમંદિરના દેવ સેવ કરૂં બેસીરે,
સ્થિર ચિત્ત કરી અહમેવ રહું ઉર પેસીરે. ૩
ધરૂં તુમ ચરણમાં ચિત્ત ચંચળતા ટાળીરે,
પ્રિયતમ કરૂં અર્પણ આ ઝિન્દગી મ્હારીરે. ૪
ધરી અંતર અંતર નયન સયણ સંભારૂંરે,
તો બોલો મધુરાં વયણ શાંતિભર આરૂંરે. ૫
ઘડી એક રહો શિદ નાથ! અબોલા આજેરે,
આ હૃદય રહે નહિ હાથ વિહ્વળ થઈ ગાજેરે. ૬
એ દુઃખડું જોઇ નાથ! શુ હાંસી કરોછોરે
એ તો લાજ તમારી જાય જો છટકી ફરોછોરે. ૭
હવે બોલો ખોલો ભેદ અંતરનો દેવારે,
આપોને અવિચળ નાથ! ચરણની સેવારે. ૮

**કચ્છી મુનિ મુસાફર.**



# પૂજ્યશ્રી લાધાજી સ્મારક ગ્રંથમાળા.

| | | |
|---|---|---|
| મણકો ૧ લો. | **વિદ્યાસાગર** ભાગ ૧ લો. | કિંમત ૦—૪—૦ |
| મણકો ૨ જો. | **વિદ્યાસાગર** ભાગ ૨ જો. | ,, ૦—૮—૦ |
| મણકો ૩ જો. | **સદુપદેશ કુસુમમાળા.** (નથી) | |
| મણકો ૪ થો. | **માંદાની માવજત.** ,, | |
| મણકો ૫ મો. | **ભક્તામર મંત્રમાહાત્મ્ય.** | કિંમત ૧—૪—૦ |
| મણકો ૬ ઠો. | **વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની.** | ,, ૦—૧૦—૦ |
| મણકો ૭ મો. | **પૂજ્યશ્રી લાધાજી સ્વામીનું જીવનચરિત્ર.** | ,, ૦—૮—૦ |
| મણકો ૮ મો. | **વિદ્યાસાગર** ભાગ ૩ જો. (છપાશે) | |
| મણકો ૯ મો. | **ઈશ્વરસ્તુતિ.** | ,, ૦—૧—૩ |
| મણકો ૧૦ મો. | **મહાંધની મસ્તી.** | ,, ૦—૧—૬ |
| મણકો ૧૧ મો. | **મ્હારી વીતક વાર્તા.** | ,, ૦—૫—૦ |

મળવાનું સ્થળ—

**ડી. વી. તલસાણીયા આર્ટિસ્ટ.**

નાની બજાર.

વઢવાણ કેમ્પ.

(કાઠીયાવાડ)

આ ટાઈટલ ધર્મવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં હીરાલાલ વસંતદાસે છાપ્યો.